સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમિટિએ

તૈયાર કરેલી

## —: કન્યાવાચનમાળા :—

# પુસ્તક ત્રીજાના અર્થ.

રચનાર—મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો.

રચનારનું ઠેકાણું—શાહપોર—સુરત.

પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.

પ્રસિદ્ધ કર્તાનું ઠેકાણું—શાહપોર, સુરત.



છાપનાર-નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણું-શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ.

ચૌટાના પુલ ઉપર ટાવર પાસે-સુરત.

સંવત ૧૯૮૫] કિંમત રૂ. ૦-૯-૦ [સને ૧૯૨૯

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# કન્યા વાચનમાળા

## પુસ્તક ત્રીજાના અર્થ.

### પાઠ ૧.

વિદ્યાધન=વિદ્યારૂપી ધન

ગરજ=જરૂર; અગત્ય

અવસ્થા=સ્થિતિ; દશા; હાલત

ટકવાની=નભવાની

દિલાસે=ધીરજ

સુદ્ધાં=પણ

દૃઢ=મજબુત; ચળે નહિ એવો

નિશ્ચિંત=નિરાંતે; ચિંતા વિના

ભાવ=હેતુ; રહસ્ય; મતલબ

શ્રમ=મહેનત

કંટાળો=અણગમો

મર્મ=રહસ્ય; ગૂઢ અર્થ; છુપો ભેદ

તરંગ=મોજાં

અનુમાન=તર્ક; ધારણા

ઢૂંડી=શોધી; ખોળી

જ્ઞાનરત્ન=જ્ઞાનરૂપી રત્ન

અહિત=અકલ્યાણ

અલ્પજ્ઞાનીઓ=ઓછા જ્ઞાનવાળા

વિપત્તિ=અડચણ; દુઃખ

અવિચારી=વગર વિચારે કામ કરનાર

મુદ્દલ=બીલકુલ

અનાદર=અવગણના; તિરસ્કાર

પ્રસંગ=વખત

અવલ્લે=ભાગ્યે

એકાગ્ર=સ્થિર; એકજ જગાએ ચોંટેલું; લીન

એકાગ્રતા=સ્થિરતા

આહાર=ખોરાક

પરિશ્રમ=વધારે મહેનત

તાત્પર્ય=સારાંશ

પ્રશ્ન=સવાલ

આજીજી=કાલાવાલા

સ્વપ્નામાં=ભુલેચુકે

### પાઠ ૨.

અસંતાન=છૈયાં છોકરાં વિના

દૈવજોગે=ઇશ્વરેચ્છાએ

કોગળીઉં=ઓકી ઓકીને મરણ પામે તે રોગ
અકાળ=ઓચિંતું; કવખતનું
ઘરખટલો=ઘરનો કારભાર
કુશળતા=કાબેલીયત
ગુમાસ્તા=મહેતા
કાનપટી પકડાવે=ભૂલ કાઢે
બેડો=ટુકડી; જથો
મુનીમ=મુખ્ય ગુમાસ્તો; હિસાબ રાખનાર
પ્રમાણિક=વહેવારમાં સાચો
નીમકહલાલ=ખાધેલું હલાલ કરનાર; લુચ્ચાઇ ન કરનાર; કૃતજ્ઞ
આપમતલબીઆ=પોતાનું ભલું ઇચ્છનારા; સ્વાર્થી
ભક્ષ=ખાવાનું; ખોરાક; મારી ખાવાનું
સ્વર્ગવાસ=સ્વર્ગમાં વાસ થવો તે; ગુજરી જવું
દુઃખના ડુંગર ઢળ્યાં=ઘણાં દુઃખ આવી પડયાં
વૃદ્ધાવસ્થા=ઘડપણ
સહાયતા=મદદ
અબળા=બળ વગરની; સ્રી
મદદગાર=સહાય કરનાર
છટા=લઢણ; છૂટ
લાવણ્યતા=વિવેક; મિઠાશ
છક=તાજુબ; દીંગ
ઝવેર=પાણી; દૈવત્ત
તક=વખત
સભ્યતા=વિવેક
સરવાળું=દેવું લેણું કેટલું છે તે જાણવા માટે કરેલી તારીજ
આડતીઆ=આડત લઇ માલ વેચી આપનાર અથવા મોકલનાર
દલાલ=દલાલી લઇ માલ વેચી આપનાર કે લઈ આપનાર
ફોડયા વગર=વાંચ્યા સિવાય
રજુ કરવી=હાજર કરવી
હુંડીપત્રી=એક ઠેકાણે ભરેલા રૂપીઆ બીજે ઠેકાણે મળવા બાબત વેપારીઓ જે કાગળ લખી આપે છે તે
પરવાનગી=રજા
મહત્વનું=અગત્યનું
ગંજાવર=બહોળો
દાબ=તાપ; કાબુ
નામના=ખ્યાતિ
ઉદાહરણ=દાખલો

### પાઠ ૩.

હિત=ભલું
પરોપકારી=પારકાનું ભલું કરનાર
સદૈવ=હંમેશાં
અખંડ=ખંડિત ન થાય એવું; સદા ટકે એવું; અચળ
નિર્ભય=બીક વગરનું
સુઝાડું=ગોળાનું ઢાંકણું; ઠીકરું
ઉચર્યું=કહ્યું
જર=પૈસો
ઉન્મતતા=અભિમાન
મૂલી=મૂલ્યવાળી
મહીપતિ=રાજા
ભૂ=પૃથ્વી | નેહ=પ્યાર
અકારું=અણગમતું
સુધા=અમૃત
નિદાન=છેવટનું
ખચીત=નક્કી
ખારું=અપ્રિય
ધાટે=આકારે

**સમજુતી**—અરે તમારો રૂડો મનુષ્ય દેહ આવ્યો છે; ઘણા પ્રતાપવાળા ઇશ્વરે તેને બનાવ્યો છે. તમે જો તમારું ભલું ઇચ્છતા હો-એવા દેહનું કાંઇક સાર્થક કરવાની ઇચ્છા રાખતા હો તો કાંઇક સારું કામ કરો કરો. (૧)

કદી વખતને નકામો ગુમાવશો નહિ; પરોપકાર કરીને પરોપકારી એવું સારું નામ પામો-મેળવો-કાઢો. ઠગાઇ કીધાથી 'નઠારો' એવું નામ કરે છે માટે કાંઇક સારું કામ કરો કરો. (૨)

હંમેશા સારી કીર્તિનો સ્વાદ ચાખો અર્થાત્ સારી કીર્તિ મેળવો, અને આ લોકમાં નામ હંમેશ ટકે એવું કરો. તો તમારું નિર્ભયનું-બીક વગરનું નગારું વાગશે. અર્થાત્ તમને કોઇ જાતનો ડર રહેશે નહિ. માટે કાંઇક ઇ૦ (૩)

ઇશ્વરને જે કામ પ્રિય છે તેજ કામ આ જગતમાં ઉત્તમ છે; બીજું બધું બિચારું માલ વિનાનું છે માટે કાંઇક ઇ૦ (૪)

હેતથી હાથ વડે પવિત્ર એવું પુણ્ય કરો. જે હાથે કરશે તેજ હંમેશાં સાથે આવશે અર્થાત્ પુણ્ય કરશો અથવા પાપ કરશો તેજ સાથે આવનાર છે-પાપ ખરાબ છે માટે તે ન કરવું અને પુણ્ય કરવું તેજ સાથે આવશે. બીજું એક ઠીકરું પણ સાથે આવનાર નથી માટે કાંઈક ક૦ (૫)

દુષ્ટ લોકો મુઆ પછી ઘણા દુઃખી થાય છે. તેમને જે દુઃખ પડે છે તે એટલું અસહ્ય છે કે મુખ વડે કેમ કરી કહી શકું ? અને ચિત્રમાં પણ કેમ કરી ચીતરી શકું-અર્થાત્ લખી શકું. એટલે કહી શકાય એવું પણ નથી, અને લખી શકાય તેવું પણ નથી. માટે કાંઈક ક૦ (૬)

પૈસાનું અભિમાન રાખવું નહિ, પૈસાથી માણસ શ્રેષ્ઠ થઈ શકતો નથી. અથવા પૈસાથી-પૈસો હોય તેથી કોઈને મોટો જાણવો નહિ. પૈસાથી જુગાર રમવો નહિ. માટે કાંઈક ક૦ (૭)

આયુષ્યમાંથી-આવરદામાંથી જે ઘડીઓ ઓછી થાય છે તે ઘણી કીમતી છે. ફરીથી તે મળનાર નથી, અરે નક્કી આ જીવન પણ જનારૂં છે-નાશવંત છે માટે કાંઈક ક૦ (૮)

મોટા મોટા રાજાઓ પણ પોતાનું રાજ્ય મેલી પૃથ્વી પર ખેલ ખેલીને-રમત રમીને ચાલ્યા ગયા છે-મરી ગયા છે. અરે એથી હું શું વિશેષ વર્ણન કરૂં-કહી શકું. માટે કાંઈક ક૦ (૯)

દ્રવ્ય અને આ દેહ નિશ્ચય-નક્કી નથી નથી. સ્ત્રીનો પ્રેમ પણ નક્કી નથી નથી. અર્થાત્ એ સર્વે અનિશ્ચિત છે-નાશવંત છે. મરતી વખતે એ સર્વ તમને અણગમતું થઈ પડશે-કાંઇ કામ નહિ આવે. માટે કાંઈક ક૦ (૧૦)

સંસારના સુખને તમે અમૃતના જેવું નક્કી છેવટનું માની રહ્યા છો. જેને તમે અત્યારે અમૃતના જેવું માની રહ્યા છો તેજ નક્કી આખરે તમને ઘણું અપ્રિય થઇ પડશે. માટે કાંઇક છ० (૧૧)

મનુષ્ય દેહ તમને આપ્યો છે તે મોજ મારવા આપ્યો નથી, તેમજ તે પશુ પક્ષીના આકારનો ઘડેલો નથી, એ તો તમને ઇશ્વરનું ભજન અને સારા કર્મો કરવાં માટેજ આપેલો છે. માટે પશુની પેઠે તેને ન ગુમાવતાં સ્વર્ગમાં અખંડ સુખ આપનારૂં કાંઇક સારૂં કામ કરો કરો. (૧૨)

### પાઠ ૪.

મનમારવું=સંયમ; મનને કાબુમાં રાખવું
સરદારી=મોટાઇ; ઉપરીપણું
દુર્ગુણ=નઠારા ગુણ
આડે=અવળે માર્ગે
ફાંસામાં=પંઝામાં
કાબુ=દાબ
યોગીઓ=ઇશ્વરને મેળવવા યત્ન કરનાર; યોગ સાધનાર
ડગાવી દેછે=પોતાના નિશ્ચયથી ચળાવી નાખે છે
બળ=લુચ્ચું | કઠોર=નિર્દય
ચપળ=જલદી સટકી જાય એવું
ચોદિશ=ચારે દિશામાં
પ્રીતમ=એ નામનો એક કવિ થઇ ગયો છે
તર્કવિતર્ક=વિચાર; શંકા અને તેનું સમાધાન
અંકુશ=દાબ
બહેકે છે=દાબમાં રહેતું નથી
ઇંદ્રિયો=કામ કરનાર અને ભાન કરાવનાર અવયવો; એ૧૧ છે. ૫ જ્ઞાનેંદ્રિયો, ૫ કર્મેંદ્રિયો અને મન
જ્ઞાનેંદ્રિયો=આંખ, કાન, નાક, જીભ, ચામડી.
કર્મેંદ્રિયો=હાથ, પગ, મોં, ગુદા, ઉપસ્થ
આધીન=તાબે
કર્તવ્ય=કામ; ફરજ
વિરુદ્ધ=ઉલટી
લબાડી=ગપ્પાં મારી આમતેમ સમજાવવું તે

ઉતરવા=પાસ થવા.
પ્રપંચ=દગો
એસતી=ઓળખાણ; પીછાન; દોસ્તી
લાંચ=પગાર કરતાં વધારે લેવું તે
રંજાડવા=દુ:ખ દેવા
કૃત્ય=કામ
ઇંદ્રિયસુખ=ઇંદ્રિયોનાં સુખ
વાસના=સૂક્ષ્મ ઇચ્છા
મનોવિકાર=મનનો ફેરફાર
નિરપરાધી=અપરાધ વિનાનો
વાંછના=ઇચ્છા
અકસ્માત=ઓચિંતી અડચણ
ધાવાની=દોડવાની
તડાકા=ગપ્પાં
પ્રત્યેનો=તરફનો
વૃત્તિ=વલણ; ઇચ્છા
ભોગ=મોજ
ગુલામ=તાબેદાર
ચડસ=એક વાતનો ખાસ શોખ હોય તે
જાથુના=હમેશના
સહાયતા=મદદ

**સમજુતી**—મન માનતું નથી. એને સો ફેરા સમજાવું તો પણ શું થાય ? શું વળે ? લુચ્ચું, કઠણ, દયા વગરનું, ચંચળ, ચોર, ઉતાવળી ગતિવાળું મન ચોદશિ–ચારે દિશામાં જાય છે. બાળવાથી એ બાળી શકાતું નથી.

### પાઠ ૫.

ચિત્રકૂટ=એ નામનો બુંદેલખંડમાં પર્વત છે.
ભારદ્વાજ=એ નામના એક ઋષિ હતા
ભેટ લઇ=મુલાકાત લઇ
વાલ્મીકિ=એ એક ઋષિ હતા. જાતે ભિલ હતા. લૂટવાનો ધંધો કરતા હતા. નારદના ઉપદેશથી તેમણે એ ધંધો છોડી ઇશ્વર ભજન કરવા માંડયું, અને મોટા ભકત કવિ થયા. એઓ તમસા નદીને કિનારે સંધ્યા કરતા હતા તે વખતે એક પારધિએ કામ મોહિત ક્રૌંચ પક્ષીના જોડામાંના એકને મારી નાખ્યું આ જોઇ ઋષિને ઘણી દયા ઉત્પન્ન થઇ અને તેમણે રામાયણ લખ્યું.

સમાગમ=મુલાકાત
આશ્રમ=ઋષિઓને રહેવાની જગ્યા
ઉત્તરક્રિયા=મુઆ પછીની ક્રિયા
નિઃશંક=શંકા વગરના
શત્રુઘ્ન=સુમિત્રાનો પુત્ર; શત્રુને મારનાર.
અત્રિ=એ નામના ઋષિ હતા
અનસૂયા=વસિષ્ઠની સ્ત્રી. એ મહા સતી હતી. પોતાના પતિની સેવા અખંડ બાર વર્ષ સુધીના દુષ્કાળમાં પણ તેણે કરી હતી. તેને પેટે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પુત્રરૂપે અવતર્યા હતા. નર્મદા કિનારે ચાંદોદ પછી એ સતીના નામનું સ્થાન આવે છે, ત્યાં હજુ પણ રક્તપીતીઆ માણુસો રોગ મુક્ત થાય છે.
મળ=મેલ
પુષ્પમાળ=ફૂલની માળા
કુંકુમ=કંકુ
આપત્કાળ=દુઃખની વખત
છળે છે=છેદ દે છે
અસહ્ય=સહન ન થાય તેવાં
મનસા=મનવડે
કર્મણા=કર્મ વડે
અખંડ=ખંડિત નહિ તે; કાયમ
પતિવ્રતા=પતિ એજ વ્રત—નિયમ જેનો છે એવી પતિનેજ પૂજ્ય માનનારી
ઉપવન=નાનું વન
વાટિકા=વાડી
ભસ્મ લેપિત=ભસ્મ-રક્ષાનું જેમણે લેપન=કરેલું છે એવા; ભસ્મ ધારણ કરેલા
ચંદનઅર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે એવા
ધર્મકાર્યતત્પર=ધર્મનાં કામ કરવામાં તૈયાર
ઋષિપત્નીઓ=ઋષિઓની સ્ત્રીઓ
દારૂણ=ભયાનક
સોહે=શોભે
વિશાળ=લાંબો પહોળો
મનોહર=મનને હરનાર
રચના=બનાવટ
વિવિધ=જુદી જુદી જાતના
વૃક્ષવેલી=ઝાડ અને વેલીઓ

કેલી=આનંદ
જુજવી=જુદી જુદી
રૂઅડલી=સારી
લેપિત=લેપન કરેલું છે જેમણે એવા
અર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે જેમણે એવા
વેવળીઓ=વલવલ કરનારી
પેખું=જોઉં

**સમજુતી**—ભયંકર વનમાં આ ઋષિનો વિશાળ આશ્રમ શોભે છે. મનને હરનાર સુંદર આશ્રમ શોભે છે. કેવો સુંદર દેખાય છે! એની રચના જોવાથી મન ઠર્યું છે-તૃપ્ત થયું છે. (૧)

સારી વાડી, નાનું વન અને અહીં તહીં જુદી જુદી જાતના વૃક્ષ-ઝાડ અને વેલીઓ, ફૂલ, ફળ, વગેરે છે અને પંખીઓ ઘણા આનંદ કરે છે. (૨)

આ પાસે વિદ્યાર્થીઓની જુદી જુદી કોટડીઓ આવેલી છે. તે સારી ગોઠવણ દીલને પસંદ પડી-ગમી. (૩)

આ પાસે ભસ્મ ધારણ કરેલા અને ચંદનની અર્ચા જેમણે કરેલી છે એવા ઋષિઓ વેદ ભણે છે અને મન રાખીને જુએ છે-વિચારે છે. (૪)

ધર્મ કર્મમાં તૈયાર રહેનારી ઋષિઓની સ્ત્રીઓને દેખું છું. તેમાં કેટલીકને ડાહી ને કેટલીકને વલવલ કરનારી જોઉં છું.-વલવલ કરનારી છતાં તેમને પણ પવિત્ર ને સુંદર જોઉં છું. (૫)

પાઠ ૬.

અધમ=પાપી
ઉદ્ધાર=ઉદ્ધારનાર; તારનાર
ઢુંકડાં=પાસેના
ઉદિત=ઉગેલો
આદિત્ય=સૂર્ય; અદિતીના પુત્ર
આભાસ=ઝાંખી; દેખાવ
હિમ=ઘણીજ ઠંડી
જામ્યો=ઠર્યો
પદ્મ=કમળ

| | |
|---|---|
| પ્રફુલ્લિત થયાં=ખીલ્યાં | ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા |
| પતિત થઇ=ભ્રષ્ટ થઇ; બંધ થઇ | વાજીંત્ર=વાજાં |
| બગ=બગલા | રૂઠી=રીસ ચઢાવી; ક્રોધ કરી |
| ધાટ=ઓવારા | ધીમંત=બુદ્ધિવાળા |
| લોહ=લોઢું | આદરે=શરૂ કરે; આરંભે |
| મહિઆરી=ગોવાળણ | આધે=અડધે |
| મહી=દહીં | સાધે=પાર પાડે |
| ધાટ=ધોબીને ધોવાની જગા | કલ્લોલ=આનંદ |

**સમજુતી**—માબાપ મળીને સવારમાં છોકરીને કહે છે કે તું વાત સાંભળ; જો રાત પુરી થઇ છે, એ વખતે ઊઠીને તું પાપી માણસોને તારનાર ઇશ્વરમાં પ્રીતિ જોડ-ઇશ્વરનું ભજન કર.

પાસેના અને દૂરના કુકડા કુકરેકૂક બોલે છે-વહાણું વાયુ એમ સૂચવે છે-અને દરબારનાં બારણાં ખુલ્યાં છે. જે લોકો જાગ્યા છે, તે ઉદ્યમે લાગ્યા છે, અને જ્યાં દેવનાં દહેરાં છે, ત્યાં ઘંટ વાગી રહ્યા છે.-વાગ્યા છે. (ટેક ૧)

આકાશમાં ઉગેલા સૂર્યનો આભાસ જણાય છે-( અર્થાત્ હજુ સુધી સૂર્ય દેખાતો નથી-સૂર્ય ઊગતા પહેલાં તેનું વક્રીભવનને લીધે તેજ મારે છે અને પ્રતિબિંબ જણાય છે તે ઉપરથી) અને ચંદ્રનો પ્રકાશ નાશ પામ્યો છે. રાત્રે ટાઢ-હિમથી-અતિશય ટાઢથી જે બરફ જામ્યો હતો-પાણીનો બરફ થઇ ગયો હતો તે હવે સૂર્ય ઊગવાથી તાપને લીધે ઓગળીને ઝરણમાં વહી જાય છે. (ટેક ૨)

ચકલીઓ ચકચક કરે છે, કાગડા કા કા કરે છે. અને હંસ, પોપટ અને મેના મધુર બોલે છે. કેટલાક લોકો પ્રભાત રાગ-પ્રભાતીઆં ગાઇને ખુશ થાય છે. અને ગાય ભેંસોના ગળાના બંધ છૂટે છે. અર્થાત્ તેમને ચરવા જવા છોડે છે. (ટેક ૩)

વળી ઘંટીઓના જોરથી ઘોર-અવાજ થાય છે તે, અને મસીદોમાં મુલ્લાં બાંગ પોકારે છે તે, તું સાંભળ. કેટલીક સુંદરી નહાઇને પાણીનાં બેડાં ભરી પોતાને ઘેર જાય છે, અને કેટલીક નદીના કિનારા પર નહાય છે. (ટેક ૪)

તું દીવાને જઈ જો તેની જોત-પ્રકાશ ઝાંખો થયો છે, અને ચોર ને ઘુવડ સંતાઇને ભરાઇ ગયા છે; કમળો ખીલ્યાં છે અને પોપણી મીંચાઈ ગઇ છે-તેનું સ્થાન રાણીપદ જતું રહ્યું છે. પોયણીને ચંદ્રની સ્ત્રી કલ્પેલી છે. ધણીનું રાજ્ય ગયું એટલે તેનું પટરાણીપદ પણ ગયું. બગલાં અને ઠગ લોકો નદી ને ઓવારે જઇને બેઠાં છે. (ટેક ૫)

ખેડુતો ખેતી કરે છે, સોની સોનું ઘડે છે, લુહાર લોઢું ઘડે છે અને કંસારા કાંસું ઘડે છે, અને બૈરીઓ આંખમાં એક પણ આંસુ ન હોય તે છતાં મરનારને માટે (લાગણી વિના) મોટા રાગ કાઢીને રડે છે. (ટેક ૬)

નરનારીઓ ઊઠી, બારીઓ ઉઘડી, ગોવાળણો દહીં વલોવે છે, રસ્તામાં વટેમાર્ગુ જાય છે, ધોબી ઘાટમાં લુગડાં ધૂએ છે તે જો. (ટેક ૭)

ધીરજવાળો શૂરવીર બાણ મારવાની વિદ્યા શીખે છે, રાજદરબારમાં વાજાં વાગે છે, ચોકીઓ બદલાય છે-રાતના પહેરાવાળા સિપાઇ બદલાય છે. રસ્તામાં પાણી છંટાય છે, અને રાજા જઇને બાગમાં શોભે છે.-મોજ મારે છે. (ટેક ૮)

કુળવાન સ્ત્રીઓ છોકરાંઓને સંભાળે છે, અને સવારમાં ઊઠી મધુર બોલ બોલે છે, અને ફુઅડ રાંડ ઊઠીને બાળકને મારે છે, ધણીને ધમકાવે છે એવી રીતે ક્રોધી થઇ-ગુસ્સે થઇ કલેશ કરે છે. (ટેક ૯)

ધનવાન માણસો ને બુદ્ધિવાળા માણસો હોય છે તેઓ સવારમાં

દાંત સાફ કરીને પછી સારા સુગંધીદાર ફૂલો સૂંઘે છે. એ વખતે આળસુ, સુસ્ત, અક્કલ જેમની મારી ગઈ છે એવા, અને અજીર્ણ ખાનારા પુષ્કળ ઊંઘે છે. (ટેક ૧૦)

આ વખતે ઊઠીને જે અભ્યાસ કરે તેનું કામ આઠ દશ મહીનામાં થાય, અને જો આ વખતે વનમાં જઈ ખુલ્લા પવનનું સેવન કરે–શ્વાસ લે, તો છ માસમાં શરીર નિરોગ થાય. (ટેક ૧૧)

જે વાત ભુલી ગયા હોઈએ, તે આ સમે ઊઠીને યાદ કરીએ તો સાંભરી આવે, અને દલપતરામ કવિનું કવિતા બનાવવાનું જે કઠણ કામ છે, તે પણ આનંદથી પાર પાડીએ. અર્થાત્ કવિઓ આ વખતે જો કવિતા કરવા માંડે તો સારી અને સહેલથી થાય. (ટેક ૧૨)

પાઠ ૭.

મથી=મહેનત કરી
ચિત્રવિદ્યા=ચિત્ર કાઢવાની વિદ્યા; ડ્રોઇંગ
ફતેહમંદી=સફળતા
એક સપાટે=તરતજ
નિષ્ફળતા=પાછાં પડવું તે; ફળ ન મળે તે
ટકોરા=ઠોકર; કહેણ
નિરૂત્સાહી=ઉત્સાહ વગરનો; હોંસ વગરનો
ઉથલા=પ્રયત્ન; ફરી ફરી કરવું તે
સતત=ચાલુ; અખંડ
આગ્રહ=ખંત; મંડયા રહેવું તે
વકતા=ભાષણ કરનાર
યથાર્થ=બરોબર; વાજબી
લુખા=જેમાં રસ ન પડે એવા.
માથાફોડીઆ=માથું દુખાવનારા
મંત્ર=ગુપ્ત વાકય

પાઠ ૮.

હીજરી=મુસલમાની; મહંમદ પેગંબરના મકકાથી મદીને નાસી આવવાને હીજરી કહે છે. તે ઉપરથી હીજરી.
ગળથુથી=બાળક અવતર્યા પછી તેને ધાવતા ન આવડતું હોવાથી ગોળ, ઘી અને પાણી જરા ઉનું કરી

પાવામાં આવે છે તે
ધાંટી=અણી; જાળ; કાળ
શાદી=લગ્ન
સહકુટુંબ=છૈયાં છોકરાં સાથે
પત્તો=ભાળ
કુરાન=મુસલમાની ધર્મ પુસ્તક
ગુલીસ્તાન=શેખ શાદી નામના મુસલ-
લમાન કવિનું ઉત્તમ કાવ્ય પુસ્તક
કરીમા=ઇશ્વર સ્તુતિનું મુસલમાની
કાવ્ય પુસ્તક
કાજી=ન્યાય કરનાર
બખીલ=કંજુસ
માગણી=માગું
મુદ્દામ=ખાસ
નીકા=લગ્ન
પત કરી=કબુલ કરી
પાનપત=પાણીપત; દિલ્હીની પા-
સેનું ગામડું
વિરુદ્ધ=ઉલટું
નાહક=ફોકટ
બુરાઇ=બદબોઇ; નઠારી વાત
હેડમિસ્ટ્રેસ=મુખ્ય મહેતી

## પાઠ ૯.

સુઘડ=વિવેકી
સફળ=સાર્થક
અપટ=અટ્કલ; પુરેપુરી
ફુઅડ=એદી
ધૂળધાણી=નકામો
પલકારે=અણસારે
અબોલ્યા=વગર બોલ્યા
પારખે=જાણી જાય
નિજ=પોતાનો
લેશ=જરાપણ
લવરી=લવારો
ચપળા=વીજળી
ઉજાણી=આનંદ | રમા=સ્ત્રી
અપ્સરા=ઈંદ્રની ગાનારીઓ. એ
બહુ રૂપાળી હોય છે
સાજ=શણગાર
સાહિત્ય=સાધન
પાક=રસોઇ
આદરતી=શરૂઆત કરતી
કમાણી=પેદાશ
કર=હાથ | સદન=ઘર

**સમજુતી**—જે માણુસને ચતુર અને સુઘડ સ્ત્રી મળી હોય છે

તેની જિંદગી સફળ છે. અને જેને ખરેખરી—અકલ ફુઅડ બૈરી મળી હોય છે તે, તેનો અવતાર ધૂળધાણી કરે છે.—જિંદગી નકામી કરે છે.

તે સમયસૂચક ચતુર સ્ત્રી આંખને અણુસારે સમજી જાય છે; અને વખત બે વખતે અબોલ્યા બોલ ઉપાડી લે છે, એટલે કહેતામાં કામ કરે છે.

પતિના મનનું ધારેલું—ધારેલી વાત હસતી હસતી સહજમાં જાણી જાય છે, અને તે ગમે એટલી દૂર હોય, પણ જાણે હૃદયની પાસેજ રહેતી હોયની, એમ તેના—ધણીને લાગે છે. અર્થાત્ હંમેશાં મનમાં તેનું રટણ થયાંજ કરે છે.

પોતાના ઘરનું સર્વ કામકાજ કરે છે, છતાં પણ હંમેશાં નવરીજ હોય છે. અર્થાત્ તે એવી સ્ફુર્તિથી કામ કરે છે કે કઇ વખતે તે કામ કરે છે ને કોઇને માલુમ પડતું નથી. અને સઘળાંની સાથે મીઠી વાતો કરે છે, પણ જરાએ નકામી લવરી કરતી નથી.

જેની ચાલ—કામ કરવાની રીત વીજળીના જેવી ત્વરાવાળી—ઉતાવળી છે. અને તે જાતે ઘણી શુદ્ધ હોય છે. હે પુરુષ આવી દેવીના જેવી ચતુર સ્ત્રી મળી એ તારું ધનભાગ્ય છે!

જેને ચતુર અને સુઘડ સ્ત્રી મળી છે તેનું ઘર સુખી છે, અને તેનો સંસાર પણ સુખી છે. તેનાં સુખ અને શોભાનો છેડો નથી. ઇંદ્ર પણ તેનું સુખ જોઇ આ વખતે અદેખાઇ કરે છે. આખી જિંદગી હંમેશાં બન્નેને—સ્ત્રી પુરુષને ઉજાણી અર્થાત્ આનંદની છે, પણ જેને પકકી ફુઅડ સ્ત્રી મળી છે તેનો તો તે રંડા, અવતારજ ધૂળધાણી કરે છે.

દેવાંગના—અપ્સરા જેવી સ્ત્રી ઘરમાં સવારે સૌથી પહેલી ઉઠે છે, અને જો તે ગાતી ગાતી ઘર કેવું સાફ કરે છે! ઘર સ્વચ્છ

કીધા પછી શરીર સાફ કરીને અર્થાત્ દાતણ પાણી ઇત્યાદિ કર્યા પછી નાહી ધોઇને સારા શણગાર ધારણ કરે છે, પછી ધણીને નહાવાનું, અને ધ્યાન ધરવાનું તથા રાંધવાનું સાહિત્ય તૈયાર કરે છે-કરવા માંડે છે.

રમતી રમતી-અર્થાત્ આનંદથી બાળકને વહાલ ધરીને ઉઠાડે છે. ગીત ગાતી, વાતો કરતી એવી મા બાળકને ઘણી ગમે છે-વહાલી લાગે છે. ઘણું કરીને થોડું બતાવે (સ્ત્રીઓને સાધારણ રીતે થોડું કામ કરી હું તો થાકી ગઇ એવું કહી જાણે પોતે ઘણુંજ કામ કર્યું છે એવું બતાવવાની ટેવ હોય છે. સારી સ્ત્રી કદી તેમ કરતી નથી માટે- "ઘણું કરી થોડું દેખાડે" લખ્યું છે.) એવી એ શાણી-ડાહી હોય છે. પતિની કમાઇને સમજીને ખરચે છે અને સાચવી રાખે છે-ઉડાવી દેતી નથી.

વળી તે સ્ત્રી કેવી સાદી છે ! પોતાના હાથ, પગ, અને મોં ચોકખાં કરીને ઘરમાં સદા આનંદી રીતે સુખ ભરી ફરે છે, તેથી જાણે ઘરમાં સુખની ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હોયની એવું લાગે છે. (ટેક)

### પાઠ ૧૦.

કુથલી=નકામી વાત

ગપાટા=ગપ્પાં; નજીવી વાતો,

રોકકળ=રડવું અને કજીઓ કરવો; કલકલાટ કરવો.

આભ એક તસુજ બાકી રહ્યું છે= પોતાના મનમાં ઘણી મોટાઇ માનનારી થઇ ગઇ છે; અહંકારી થઇ છે.

પુમડે પાણી પાવું=સંતાપવું; પુમડા વડે પાણી પિવાય નહિ છતાં તે પ્રમાણે જબરજસ્તીથી કરાવવું

વાનાં=વાતો

ઠસ્સો=ડોળ; લટકો

નામ કાઢવું=નાગના કરવી

જમાનો=વખત

ખાધે પીધે દિવાળી ને ઉઅરે ઉચાટ=ખાવા પીવાથી મજા અને

જો તેમ કરતાં કાંઇ પુંજી પાસે બચે તો દીલગીરી થાય, કે અરે રામ! આટલું ખરચી નાખવાનું પણ રહી ગયું.

નાકમાં ઉંટ ચાલ્યાં જાય છે=ને ઘણી અભિમાની છે. એવા માણસના નાકે ફૂલે છે તેથી આ વચન છે.

ઘાટ=આકાર; ફેશન

ઓર=જુદી; ન્યારી

મુહૂર્ત=સારો વખત

કાનોકાન સાંભળી=પોતે સાંભળી

વઢકારી=વઢકણી

ઉધડી લીધી=તેની સાથે ખુબ લડી; ન કહેવા જેવું કહ્યું

ખોતરડા કાઢયા=નઠારી વાતો—સાચી કે જુઠીને ઉઘાડી પાડી

મહોર મહોરની મારે=સખ્ત ઝાટકણી કાઢે

ઓખણું=સાતે પેઢીની એબ કાઢે

છાવરી વાળવું=ઢાંકી દેવું; ટાઢું પાડવું

ભાર=વકકર

ઠંડા પાડયાં=શાંત પાડયાં

ઘેર ઘેર માટીના ચુલા છે=બધાં એક સરખાં છે; એબ કાઢવા બેસીએ તો બધાની નીકળે કોઇ તદન પવિત્ર ન રહે.

મતે=અભિપ્રાયે

સ્વાભાવિક=કુદરતી

કથનની=કહેવાની; બોલની

## પાઠ ૧૧.

કલિઆર=કાળોમૃગ; નરહરણ

અદૃશ થઇ ગયું=દેખાતું બંધ થયું

પંજો=સપાટો; હાથ

મરદાઇ=બહાદુરી

દાખવી=બતાવી

તત્પર=તૈયાર

જીવતદાન=જિંદગીનું દાન કરવું તે; જીવ બચાવવો તે

અંદેશો=શંકા; વહેમ

ઉત્કંઠા=પ્રબળ ઇચ્છા.

માગણી=કહેવુ

વિચારશીળ=વિચાર કરીને કામ કરનાર

સુજ્ઞાન=સારી સમજ

અમાન્ય થાય છે=કબુલ કરતી નથી

પ્રમાણ=નકકી; સિદ્ધ; માન્ય

તોલ=વિચાર

નિર્ણય=નિકાલ

પણછ=કામઠાની દોરી
ભાસવાથી=લાગવાથી
ગરક થવું=ડુબી જવું
છૂટી પડી=નકામી ગઈ
સ્વાર્થી=પોતાનું ભલું ઇચ્છનાર; આપમતલબી

### પાઠ ૧૨.

હુતી=હતી
નુતી=નહોતી
દોહદશ=બંને બાજુએ
કોક=કોઈક
વણછો=છાંયડો
શ્વાન=કુતરાં
મૂષક=ઉંદર
કોળ=મોટો ઉંદર
સદન=ઘર
વાસ=સામાન
ખટરાગ=પીડા; સરસામાન;
ધામ=ઠેકાણું
સાથમાં=સાથે
સાજ=ભજન કરવાનાં સાધન
ગાજી=ખોંખારીને; સ્પષ્ટ
સહુ સાથમાં=બધા દેખતાં
અળગી=જુદી
પૂઠે=આગળ | રૂઠે=ગુસ્સે થાય
પૂઠે=પાછળ | રખે=કદાચ
કાઠ=કાટ; લાકડું
બાલમુકુંદ=કૃષ્ણની નાની મૂર્તિ
આનંદકંદ=આનંદ આપનાર
પવિત્રી=દર્ભની વીંટી; વૈષ્ણવો જે વીંટી ધારે છે તે.
લાજ=આબરૂ
મરજાદા=મર્યાદા
કાંસી=એક જાતનું વાજું
મૃદંગ=પખાજ
રંગભંગ=નાખુશી
ચક્ર=સુદર્શન ચક્રની પ્રતિમા; એ એક પત્થર ઉપર હોય છે.

**સમજુતી**—જ્યાં કોળી અને કાછીઆ લોકોની વસ્તી હતી અને શાકભાજી જ્યાં સસ્તી મળતી હતી એવી જગ્યામાં એક જુની ઝુંપડી હતી. તેના ઉપર સમ ખાવાએ એક સળી નહોતી. અર્થાત્ કામડાં વગેરે કાંઇ નહોતું-ઉઘાડુંજ છાપરૂં હતું. (૧)

તેની ભીંતો સઘળી મેરથી બેવડ વળી ગઈ હતી. અને છા ઉપર ભાંગી તુટી કોઇએક વળી હતી. ઘરમાં જ્યાં જોઇએ ત્યાં ઝાડ હતાં તેથી વણછો પડે એવું તો બીલકુલ નહોતું ! અર્થાત્ પુષ્કળ છાંયડો પડતો હતો. (૨)

ઘરમાં કુતરાં, ઉંદર અને કોળ રહેતા હતા; બારીઓ પણ વગર મૂકા બધી સોળ હતી ! અર્થાત્ કરામાં જ્યાં જોઇ ત્યાં કાણાં હતાં. ઘરમાં જવાનું કાંઇજ નહોતું એટલે તાળું શું મારવું હતું ! અર્થાત્ ઘરને બારણુંજ નહોતું. મહેતા બેસીને પેઠા એટલે આશ્ચર્ય જોયું, અર્થાત્ ઘરનું બારણું પણ એટલું નીચું હતું કે અંદર બેઠાં બેઠાંજ પેસાય એ રીતે બેસીને મહેતા અંદર પેઠા એટલે તેમણે આશ્ચર્ય—નવાઇ જેવી ઘરની સ્થિતિ જોઇ. (૩)

સઘળુંજ આવું જોયું એટલે એવા ઘરમાં જોવાનું શું ! નર્યાજ કાંકરા ત્યાં વીણામણુ શું શોધવું ! આથી મહેતા ઘણા ખુશી થયા કારણકે તેમને ઘર જોવાના સંતાપ—દુઃખજ ગયા. ઘરમાં જોવા જેવુંજ કાંઇ નહોતું. પછી મહેતાએ સર્વ સાથે આવેલા હરિજનને કહ્યું કેઃ— અમે અમારો સામાન લેવાને જઇએ છીએ તમે તમારે ઘેર જઇને સુખીઆ થાઓ. (૪)

હરિજન—હરિભકતો કહે છે કે અમારા સરખું કાંઇ કામકાજ કહો. અમો અહીં વાસ લાવવા લાગીએ, ત્યારે મહેતાએ કહ્યું કે મારો વાસ બાર નથી કે તમારે સઘળાને તસ્દી લેવી પડે. કારણ કે હરિભકતને એવી ખટપટ—સરસામાનની—ઘણી હોય નહિ. (૫)

આથી આવેલા ભકતો ભકત મહેતાને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા. પછી મહેતો સામાન લેવા માટે ઘેર—ભાઇને ત્યાં—આવ્યા અને

પોતાની સ્ત્રી માણેક મહેતીને સમાચાર-ખબર કહેવડાવી. (૬)

મહેતીને કહ્યું કે તમે નાતમાં રહેશો કે મારી સાથે રહેશો, તે આ સઘળા સાથ-સગાં વહાલાંમાં ખોંખરીને સ્પષ્ટ કહી દો. ત્યારે મહેતીએ કહ્યું કે મારે નાતનું કાંઇ કામ નથી. મારે માથે તો તમે ધણી છો. (૭)

જેમ કાયાથી-શરીરથી તેની છાયા જુદી પડતી નથી. તેમ સ્ત્રી જે ધણીને પરણી હોય તેનાથી જુદી પડતી નથી. માટે તમે આગળ ને હું તમારી પાછળ આવીશ. જો સ્ત્રીઓ એમ ન કરે અર્થાત્ પતિને ન અનુસરે તો રામ રૂઠે એટલે તેમના પર ઇશ્વરનો કોપ થાય. (૮)

મહેતા ગોપીચંદન લીધું-લે છે, અને તુળસી કાષ્ટ પેલાને બીજાને આપે છે; અને કહ્યું કે હે સંત ભાઇઓ જરા મદદ કરજો. જો જો રખેને માળા અને તિલક કરવાનાં છાપાં ભુલી જવાય ! (૯)

ઘંટ, શંખ, અને આનંદ આપનાર બાળમુકુંદની મૂર્તિને લો, રખેને એમને ભૂલી જતાં. પવિત્રી અને ટોપી લેજો, આ પ્રમાણે મહેતાએ લાજ મર્યાદા-આબરૂ-શરમ છોડી દીધી. (૧૦)

પેલાં તાળ, કાંસી અને તંબુરો લેજો. જો જો સામાન અધુરો ન રહી જાય ! પેલાં મંજીરીઆં, કીર્તનીઆં અને મૃદંગ લઇ લેજો. ભાઇઓ જો એ સાજ ભૂલી જશો તો ભજનના રંગમાં ભંગ થશે. (૧૧)

વેરાગી કહે છે કે અમે સઘળું વીણી લીધું છે, અને બાકી રહી ગએલું ચક્ર મહેતીને હાથમાં આપ્યું છે. પછી ભગતને દંડવત્ પ્રણામ કરીને મહેતો પોતાને નવે ઘેર રહેવા ચાલ્યા. (૧૨)

## પાઠ ૧૩.

મરદાની=મરદ માણસોને રમવા જેવી

અસ્ત્ર=ફેંકીને મારવાનું હથિયાર

શસ્ત્ર=હાથમાં રાખીને મારવાનું

હથિયાર
પ્રવીણ=હોશિયાર; નીપુણ
પ્રબળ=સત્તા
વંશજ=કુળનો; વંશમાં જન્મેલો
કારસ્થાન=નઠારાં કૃત્ય; દગા ભરેલા કામો; યુકિત પ્રયુકિત
ઉપજીવિકા=ગુજરાન
અથ ઇતિ=પહેલેથી છેલ્લે સુધી
બાજુએ=મદદમાં
એકની બે ન થઇ=માન્યું નહિ
અરસામાંજ=એ વખતેજ
સૌંદર્ય=ખુબસુરતી
ઘાટ=યુકિત
ડોળ=દેખાવ
મુદામ=ખાસ
ખંડ=ઓરડો
તરકટ=કપટ; બનાવટી વાત
ચકચૂર=મશગુલ; લીન
વધ કર્યો=મારી નાખ્યો
રોન=ચોકી
કોટવાલ=શહેરના રક્ષણ માટે નિમાએલો અમલદાર
સમક્ષ=રૂબરૂ; દેખતાં
લાસ=મુડદું
પ્રશંસા=વખાણ

## પાઠ ૧૪.

ખામોશ=સહન કરવું; ગમખાવી; નમી જવું
**અધીરા સો બાવરા ધીરા સો ગંભીર**=ધીરજ વગરનો માણસ ઉતાવળ કરે છે-બાવરો બની જાય છે એટલે તેનાથી કામ થઈ શકતું નથી. અને ધીરજવાળો માણસ ગંભીરાઇથી પોતાનું કામ પાર પાડી શકે છે.
આપત્તિ=સંકટ; દુઃખ
રૂદેમાં=મનમાં
હેબકી=બી; ડરી
જોગ=વખત
કષ્ટ કાળે=દુઃખને વખતે
બડા=મોટા
ભેળસેળ=એકઠાં
રણસંગ્રામ=લડાઇ.
ખટપટ=તકરાર
કૃત્ય=કામ
દુર્દૈવ=કમનસીબી

| | |
|---|---|
| હાયવરાળ=અફસોસ | બાકરી બાંધવી=સામા થવું; લડવું |
| વેદના=દુઃખ | કલ્લોલ=આનંદ |
| વેણ=વચન | પ્રકૃતિ=જન્મસ્વભાવ |
| ટીકા કરવી=અવગુણ બતાવવા | ગર્વિષ્ઠ=ચપળ વૃત્તિ |
| સુકૃત્યો=સારાં કામ | પંક્તિ=હાર |
| જોગવાઈ=સવડ | પ્રતાપી=જોરાવર |
| હેબક=ધાસ્તી; ડર | શૌર્ય=શૂરવીરપણું |
| ઓશિઆળું=લાચાર; શરમાયલું | દેશાભિમાન=પોતાના દેશને માટે માન |
| પ્રબળ=જોરાવર | મંદ=સુસ્ત |
| ગમ ખાવી=જાણ્યું અજાણ્યું કરવું | મહત્=મોટાં |

**સમજુતી**—ઇશ્વરને જે વખતે જે ગમે તે સઘળું આપણે સહન કરવું અને હંમેશાં મનમાં ખુશીજ રહેવું. કદી ડરીને મનથી હિંમત હારી જવી નહિ. ઘણાં દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

જુઓ, જાનકી રામચંદ્રજી જેવા મોટા રાજાની રાણી હતી. તેને રાવણે બળે બેસાડીને (પોતાના અશોક વાડીમાં) રડતી આણી હતી, તેમણે ધીરજ રાખી જેવી રીતે વખત ગુજાર્યો-કાઢ્યો તે પ્રમાણે ઘણાં દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

પાંચ પાંડવની સ્ત્રી સતી દ્રૌપદીને સભાની વચ્ચે આણ્યાં (કુળવાન સ્ત્રીને મરદોની સભામાં આણવી એ મોટો અન્યાય) એટલુંજ નહિ, પણ તેના પતિઓના અને સભાના દેખતાં પાપીએ તેનાં વસ્ત્ર-ચીર ખેંચ્યાં. આટલું આટલું અપમાન થવા છતાં-દુઃખ પડયા છતાં તેમણે પોતાનો ધ્યારો ધર્મ તજ્યો નહિ. માટે આપણે પણ ઘણાં દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર ઘણી પીડા પામ્યો અને વિશ્વામિત્રને રાજ્યપાટ આપી દીધા પછી દુ:ખને વખતે મજુરી કરીને પણ જીવ્યો. જુઓ, તે મોટા હાથીના હોદ્દાપર બેસનારો હતો (છતાં પણ દુ:ખના પ્રસંગે હિંમત ન હારી જીવ્યો અને અંતે સુખી થયો) માટે આપણે ઘણાં દુ:ખના પ્રસંગે ઘણી હિંમત રાખવી.

**પાઠ ૧૫.**

અદ્‌ભુત=નવાઇ જેવી
તડાકો=જોર
તત્ક્ષણ=તરતજ
જોગવી=કરી
સુઅમીર=સારો હાકેમ
નભમાંય=આકાશમાં
કીમીઆગર=કીમીયો કરનાર (લોહાનું સોનું બનાવે એ ઢોંગ કરનાર)
કર=હાથ
તીવ્ર=સખત
તારે=કિનારે
કુટો=ભુકો
છોટા=નાના
ચિકાર=ખૂબ; ઘાડું

**સમજુતી**—ઇશ્વરની શકિત અદ્‌ભુત છે. તેનો કોઇ છેડો મેળવી શકતું નથી. ઉનાળામાં તાપનું જે જોર હતું, તેનો ભાર નરમ પાડયો એટલે-તે નરમ પાડયું. તરતજ તેનું જોર નરમ પાડયું અને મનુષ્યોનું રક્ષણ કીધું. પરમ કૃપાળુએ કેવી સારી યુકિત બનાવી છે, કે તાપ પછી તરતજ વરસાદ આવે છે, જેથી માણુસો અને સર્વ ઠંડા પડે છે. (માટે કવિ કહે છે કે) ઇશ્વરની શકિત અદ્‌ભુત છે. (૧)

જરા વારમાં તાપને કયાં પહોંચાડી દીધો! અને વળી તાપને ઠેકાણે-કિનારે-છેડે-પછી-સઘળી જગ્યાએ ઠંડક કરવા માટે વરસાદ રૂપી સારો હાકેમ મોકલ્યો;

છલક છલક પાણી છંટકાવવાને માટે ખુશી થતા, હસતા સારા

હાકેમને મોકલ્યો. અને ઉનાળાનો ગર્વ ઉડાડી દઇને પલકવારમાં તેને ક્યાંનો ક્યાં પહોંચાડયો ! (૨)

સમુદ્રનું પાણી શોષી લઇને આકાશમાં એકઠું કર્યું છે. તેને આકાશમાં અદ્ધર કેવું મૂકયું છે ! જ્યાં મોકલે છે ત્યાં તે જાય છે. જ્યાં છોડે છે ત્યાં ઝુકાવીને જાય છે અને પૃથ્વીને વધાવીને વૃષ્ટિ કરે છે. ખરેખર એ સાગરનું જળ શોષી લઇને કીમીઆગરનું કામ કરે છે. અર્થાત્ જેમ કીમીઆગર ખોટી વસ્તુ લઈ લાભ કરી આપે છે તેમ આ પણ કરી આપે છે. (૩)

ઇશ્વરના હાથમાં એક સારી ચાળણી છે; જેમાંથી તે પાણી છલકાવીને ચાળી નાખે છે (વરસાદની જુદી જુદી ધારાઓ પડે છે તેથી આ કલ્પના છે.) આ પ્રમાણે પાણી છલકાવીને ચાળી કાઢે છે અને જમીન પર સરસર છરછર છાંટા પાડે છે. સખત તાપથી બચાવે (સખત તાપનું દુઃખ મટાડે) એવી ઇશ્વરના હાથમાં ચાળણી છે. (૪)

હવે વરસાદની ક્રિયા વર્ણવે છે.

પહેલાં છમ છમ છમ છમ ઝીણા છાંટા-છાંટીનું પૂર-જથો પડે છે. જેમ ચાળણીમાં ઝીણા દાણા જલદી ગળી જાય છે, તેમ એ જાણે છાંટાનો ઝીણો ફૂટો એકદમ પ્રથમ દૂર નાખી દે છે. એ પ્રમાણે પ્રથમ નાના છાંટાને દૂર નાખી દે છે. અને પોતાની ચાળણીમાં મોટા મોટા દાણા સંઘરી રાખે છે. (આપણી ચાળણીમાં રહે છે તેમ પ્રથમથીજ મોટા ઝપાટા ઝપટાવતા નથી, પણ પ્રથમ છમ છમ છમ છમ ઝીણા છાંટાજ પડવા દે છે.) એટલે વરસાદના એકદમ મોટાં ફોરાં પડે છે. (૫)

આ પ્રમાણે નાનાને ચાળી રહ્યા પછી ચાળણીમાં સંઘરી

રાખેલા મોટાને ખૂબ ચાળી નાખે છે. જુઓ તેના સપાટા કેવા આવે છે ! મોટા દાણાના (ફોરાંના) ઝપાટાનો અને પાણીનો પાર રહે તો નથી.

પછી પાણીનો પાર રહેતો નથી અને સઘળી પૃથ્વી પુષ્કળ ભિંજાઇને પછી માટી તણાય છે. આ પ્રમાણે ઝરમરે-નાની છાંટીઓએ મોટા સંઘરેલા છાંટાને પોતાની જગા આપી. અર્થાત્ નાની છાંટી પછી મોટા છાંટા આવ્યા. (૬)

પૃથ્વીપર વરસાદ પડે છે તેથી ખરેખર જગતને પરસાદ—ખાવાનું-અનાજ વગેરે મળે છે. સઘળી મેરથી ધૂળ દબાઇ ગઇ છે તે ઇશ્વરના વરસાદના હુકમથી હોયની એમ લાગે છે. ધૂળ દબાઇ ગઇ છે તે, અને જગતને વરસાદ જડે છે તે, એ બન્ને હરિના હુકમથી હશે ! એમ કહી શકાય.

પાઠ ૧૬.

અલબત=બેશક
અપેક્ષા=ઇચ્છા
નામકરણસંસ્કાર=નામ પાડતી વખતે જે ક્રિયા કરવામાં આવે છે તે; નામ પાડવું તે
સુવર્ણ=સોનું
કઠિણતાસૂચક=કઠણતા બતાવનારાં
વાસે=દહાડે
વ્યવહારઉપયોગી=ઘર સંસારના કામમાં આવે એવી
મનુસ્મૃતિ=મનુ ભગવાને બનાવેલી સ્મૃતિ-ધર્મ પુસ્તક
પાયો=શરૂઆત
અનુમાન=તર્ક
તરુણ=જુવાન
અવસ્થા=સ્થિતિ
સ્વતંત્રપણે=પોતાની મરજી મુજબ
અક્ષરે અક્ષર=સંપૂર્ણ
બોથડ=મૂર્ખ; અણઘડ
અંગ=ભાગ
સંમતિ=સલાહ
સાટું=કરાર
પહેરામણી=જમાઇને જે આપવામાં

આવે છે.
કુમારિકા=પરણ્યા વિનાની નાની બાળકી; કુંવારી છોકરી
છુટા છેડા કરવા=તલ્લાક આપવી; વિવાહ સંબંધ તોડવો
હવાલો=સોંપણ; દેખરેખ
અખત્યાર=સત્તા
વધૂ=વહુ
પ્રસિદ્ધ=પ્રખ્યાત; જાણીતી
શ્રીમંત=પૈસાદાર
સરભરા=સેવાચાકરી; બરદાસ
કુલીન=કુળવાન

પાઠ ૧૭.

કરકસર=યોગ્ય ખરચ કરી કંઈક બચાવવાની ઇચ્છા તે
કંજુસાઇ=હોય છતાં ખર્ચ ન કરવો ને દુઃખી થવું તે
ઉડાઉપણું=જોઇએ તે કરતાં વધારે ખરચાળપણું
દુર્ગુણ=નઠારો ગુણ
લાહે=તીવ્ર ઇચ્છા; લગની
નિરુપયોગી=ઉપયોગ વિનાનું
ચરૂ=દેગ
કિંવા=અથવા
મુદત=વખત
શિલા=પથ્થર
મખીચુસ=ઘીમાં માખી પડી હોય તો તેને પણ નીચોવી લેનાર; અતિશય કંજુસ
પેટે પાટા બાંધવા=પુરતું ખાવું પણ નહિ
ચમડી તુટે પણ દમડી ન તુટે=શરીરને નુકસાન થાય તો ખેર પણ પૈસા ન જવા જોઇએ
કૃપણ=કંજુસ; બખીલ
જેરબંધ=કોરડાનો
સાંચ્યું=સંઘર્યું
નિરર્થક=નકામું

પેટ બાળીને સાંચ્યું ને દીવો બાળને કાંત્યું તે નિરર્થક છે.=

ખાધામાં દુઃખ વેઠી પૈસા એકઠા કીધા હોય તે નકામા જાય છે, કારણ ભૂખ અથવા નઠારા ખોરાકથી મરણ જલદી થાય છે. તેજ પ્રમાણે રાતનું કાંતેલું સુતર પણ નકામું થાય છે કારણ કે અંદર ગળા

ગળફા વગેરે રહી જાય છે—જાડું પાતળું પણ થઇ જાય છે. અને દીવાનો નકામો ખરચ થાય છે.

દોહીલા દિવસ=નઠારા દિવસ; પારકાને આશરે પેટ ભરવાના દિવસ; દુઃખના દિવસ

વૃદ્ધાવસ્થા=ઘડપણ

કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય=થોડું થોડું બચાવવાથી પણ ઘણું ભેગું કરી શકાય

અર્થ=કામ

ચંદનહાર=એક જાતનું ઘરેણું

શિરપાવ=સેલાં પાઘડી વગેરેનું ઇનામ.

ખાળે ડાટા ને બારણાં ઉઘાડાં=નાની વાતોમાં બહુ કસર કરે ને જ્યાં ઘણા પૈસાનો બચાવ થાય તેવે ઠેકાણે લક્ષ ન આપે

દાનત=ઇચ્છા

યથાશિક્ત=શક્તિ પ્રમાણે

### પાઠ ૧૮.

શકુંતલા=કણ્વ ઋષિની ધર્મ પુત્રી; દુષ્યયંતની સ્ત્રી; મેનકા અને વિશ્વામિત્ર ઋષિની પુત્રી. શકુંત નામના પક્ષીએ જંગલમાં એનું રક્ષણ કરેલું તેથી શકુંતલા નામ પડયું

ગૌતમી=શકુંતલાને ઉછેરનાર તાપસી

પ્રણામપૂર્વક=નમસ્કાર સહિત

પરિક્રમણ=પ્રદક્ષિણા

પ્રિયવંદા=શકુંતલાની સખી

ઉત્કંઠા=ઇચ્છા; હોંસ

વિયોગ=જુદાપણું

કલ્લા=બાચકા; જુડા

નર્તન=નાચ; નૃત્ય

વિજોગ=જુદાઇ

સકલ=બધી

વનલતા=વનની વેલો

ઉભરો=મનનો જુસ્સો

**સમજુતી**—તારા વિયોગથી હરણો મોઢામાંથી દર્ભના કલ્લા ભોંય પર નાખી દે છે—ખાતાં નથી, મોરને વિયોગના ભાલા વાગ્યા તેથી તેણે નર્તન—નાચવું છોડી દીધું છે—દીલગીર—શોકમગ્ન થઇ ગયા છે. (૧)

સઘળી વનવેલો પણ જાણે ખરેખરાં આંસુ પાડતી હોયની ! તેમ પાંદડાં ભોંયપર નાખે છે, અને એ રીતે તારા વિયોગથી દુઃખના ઉભરા કાઢે છે. (૨) (વસંત ઋતુમાં વેલોના પાંદડાં સ્વાભાવિક રીતે ખરી જાય છે. તે ઉપરથી કવિએ કલ્પના કરી છે.)

| | |
|---|---|
| વનજ્યોત્સના=વેલનું નામ છે. | અવર=બીજી |
| કાસ્યપ=મરીચી પ્રજાપતિના પુત્ર | સુકૃત=સારાં કામ |
| મેળાપ=મુલાકાત | પ્રમાણ=નક્કી |
| સંકલ્પ=વિચાર | વધૂ=વહુ |
| ભર્તાર=ધણી; વર | વધૂવર=વરવહુ |

**સમજુતી**—મેં પહેલાંથીજ તારે માટે મારા મનમાં જે ધણીનો વિચાર કરી મૂક્યો હતો; તે રૂપમાં, કુળમાં અને બીજા સદ્‌ગુણમાં તારા સરખોજ ધણી તું સારાં કૃત્યથી નક્કી પામી છે. (૧)

તેજ પ્રમાણે એ નવી વેલ—વનજ્યોત્સનાને પણ આંબો વર મળી ગયો છે અને એને પણ વરવહુની જોડ જામી છે. અર્થાત્ વરવહુ સરખાં યોગ્ય મળ્યાં છે. તું અને તારી વેલ બન્ને હવે વર વિષે સુખીઆં થયાં છો તેથી તેની—વેલની—અને તારા વિષેની મારી ચિંતા આજે ગઈ છે. (૨)

| | |
|---|---|
| માર્ગે પડ=જા | અમલ=ચોકખું; મેલવિનાનું |
| સુપરત=સોંપણ | ઈંગુદી=ઈંગોરાં |
| બેજીવવાળી=ગર્ભવંતી | સામો=ખેડયા વિના એની મેળે થએલું—પાકેલું ધાન્ય. |
| નિર્વિઘ્ને=અડચણ વિના | મુઠીભર=મુઠીમાં માય એટલો |
| શુભ વર્તમાન=ખુશ ખબર | તુલ્ય=બરાબર |
| પાલવ=છેડો | |
| કુશ=દાભ | |

**સમજુતી**—દર્ભ ચરતાં તેની અણી-ધારથી પડેલા ઘા રૂઝાવા માટે ચોકખું ઇંગોરાનું તેલ તેં જેના મોઢે રેડયું હતું-લગાવ્યું હતું, અને જેને મુઠીભર સામો ખવડાવીને ઉછેર્યો, તે પુત્રના જેવો હરણુ તને છોડી જાય નહિ-તને છોડશે નહિ. (૧) (શકુન્તલાએ હરણુની ચાકરી કરતી હતી તેનું વર્ણન છે.)

| | |
|---|---|
| બાપલ્યા=બિચારા; બાપડા | અવર=બીજું |
| શારંગરવ=કાસ્યપ ઋષિનો શિષ્ય | માન=મોટાઇ |
| ભગવાન્=પવિત્ર પુરુષ; મોટા માણુસ | બંધુજનો=સગાં સંબંધીઓ |
| સંપ્રદાય=રિવાજ; ચાલ | યુવતી=તરુણી |
| તેડ=કિનારો | સત્કાર=આદરમાન |
| સંદેશો=ખબર; કહેણુ | વધુ=વધારે |
| વૃત્તિ=ઇચ્છા | ઉદય=ચઢતી |

**સમજુતી**—તપ એજ જેમનું ખરૂં ધન છે, એવા અમો ઋષિને જે જાણે છે-ઓળખે છે, તે સાથ વળી તમારૂં કુળ પણુ ઉંચું છે તે ખુશીથી વિચારી લો. પોતાની મેળે અકસ્માત એક બીજા ઉપર સ્નેહની વૃત્તિ છૂટી હતી-સ્નેહ થયો હતો, તે વખતે કોઇપણુ સગાં વહાલાં હતાં નહિ. અર્થાત્ તમારા બન્નેનો સ્નેહ એની મેળે કુદરતી રીતે થએલો છે. સગાંવહાલાંએ વચ્ચે પડી કરેલો સ્નેહ નથી. (૧)

જેવી રીતે આપવડે બીજી ઘણી રાણીઓ ઘણી માનવંતી છે-આપને માનીતી છે તે પ્રમાણે સામાન્ય સરખા સત્કારથી તમે આ યુવતીને-સ્રીને પણુ પાળજો. અર્થાત્ બીજી બધી રાણીઓ પર જેવો પ્રેમ રાખો તેવો આના ઉપર પણુ રાખજો. એથી વધારે ઉદય પ્રાપ્ત થવો-ચઢતીમાં આવવું-પટરાણીપદે આવવું-રાજાનો વિશેષ પ્રેમ

મેળવવો–એ તો નસીબને આધીન છે. એ સંબધે વહુના સગાંવહાલાંથી કાંઈ વિશેષ કહી શકાય નહિ કે તમે આના પર વિશેષ પ્રેમ રાખજો અને બીજીઓના પર ઓછો પ્રેમ રાખજો. (૨)

પાઠ ૧૯.

| | |
|---|---|
| સુજન=સારા માણુસ | સહી=નક્કી |
| સુજ્ઞ=સારા જાણીતા | પરાભવ=હાર |
| સારાસાર=ખરૂં ખોટું | મહિમા=મોટાઇ |
| હરે=લઇ લે | આચરીએ=કરીએ |
| ઉગ્ર=સખત | દીન=ગરીબ |
| મોહાદિક=મોહ વગેરે | સાફલ્ય=સફળતા |
| શાંતિ=ધીરજ | ભગવંત=ભગવંત કવિ; ઇશ્વર |

**સમજુતી**—સૌ સારાં માણુસો એક મનથી સાંભળજો. કર્મ-કામને વિચારી વિવેકથી વર્તવું. અર્થાત્ વિવેકથી વિચારીને કામ કરવું. ( ટેક ૧ )

વિવેક સઘળી વાતોના તત્ત્વરૂપ છે. જે થકી માણુસ દુનિયાદારીમાં સારૂં જાણનારો થાય છે–કહેવાય છે. (૨)

વિવેકથી સારાસાર–સારા નઠારાનું–સારૂં નરસું ઓળખવાનું જ્ઞાન વધે છે અને એ એકથી નઠારી બુદ્ધિ અને અજ્ઞાન મટી જાય છે. (૩)

એ ન્યાય અને નીતિને યુક્તિથી જણાવે છે. અને સાચાના વિચાર–સાચી વાતના વિચાર ફરી ફરીને સૂચવે છે. (૪)

મોટાં મોટાં સંકટોને સમાવી–મટાડીને દુઃખને મટાડે છે. અને યુક્તિઓ–સૂઝાડીને ધાકને હંમેશાં હરી લે છે–મટાડે છે. (૫)

ક્લેશના દુઃખરૂપી અગ્નિની જ્વાળાને હોલવી નાખે છે, અને નઠારી વાણીરૂપી સખ્ત ઘા પડ્યો હોય–કોઇએ મેણાં દીધાં હોય–તેવા ઘાને વિવેક રૂઝવે છે. (૬)

ક્રોધ, લોભ, મોહ વગેરે મનના મોટા વિકારોથી બચાવી લઇને તે ગુણને તે ગુણોને જરા વિસ્તારથી વધારે છે અર્થાત્ ઘણાજ થોડા વધવા દે. (૭)

ક્ષમા–ધીરજ, સહનશકિત–ખામોશ ખાવાની ટેવ–સંતોષ અને શાંતિ વગેરે સુખ આપીને દુઃખનો નાશ કરે છે. (૮)

આ જગતમાં વિવેક હંમેશાં નક્કી જય પામે છે. કોઇ તેને હરાવી શકતું નથી એટલે કોઇથી તેની હાર થતી નથી. (૯)

એનો મહિમા–કીર્તિ જગતમાં મોટી છે. એના જશને તે ક્યાં સુધી કેટલો વખાણીએ ? અર્થાત્ જેટલો વખાણીએ તેટલો ઓછો છે. (૧૦)

હંમેશાં મનમાં ધીરજથી વિવેકને ધારણ કરવો અને મનને સ્થિર રાખીને આચરણ કરવું. (૧૧)

ઇશ્વરની મહેરબાની વગર એ ગુણ આવતા નથી. ઇશ્વરની પૂર્ણ કૃપાથી એ ગુણ આપણે પામીએ છીએ. (૧૨)

માટે ઇશ્વરની સારી રીતે સ્તુતિ કરો અને તેના ગરીબ દાસ થઇને સારી રીતે ચાલો. (૧૩)

ઇશ્વરને ખુશી કરવાનો ઉપાય પણ એજ છે અને માણસનો અવતાર મળ્યાની સફળતા–સાર્થકપણું પણ એજ છે. (૧૪)

હરિનો દાસ–ભગવંત–નમીને વિનંતી કરીને પ્રાર્થનાપૂર્વક પ્રભુની પાસે સારી બુદ્ધિ માગે છે. (૧૫)

### પાઠ ૨૦.

વિકરાળ=ભયંકર
સૃષ્ટિ=દુનિયા
અંકુશ=હાથીના માથામાં ખોસ-વાનું ત્રિશૂળ જેવું તીક્ષ્ણ ધાર-વાળું હથિયાર
યોજના=ગોઠવણ
અદ્દ્ભુત=નવાઇ જેવાં
ચમત્કારી=આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવાં
દેખીતું=ખુલ્લું
નાથ=બળદના નાકમાં ઘાલવામાં આવે છે તે દોરી
નીરમ=વહાણને પાણીની સપાટી પર સમતોલ રાખવાને તેમાં જે ભાર મૂકે છે તે.
બેકેદ=નિરંકુશ; દાબ વગરનો; ઉદ્ધત
નિર્ણય=નિકાલ

### પાઠ ૨૧.

શીલવતી=પતિવ્રતા
વિદ્યાવતી=વિદ્વાન; ભણેલી
સ્વહસ્તે=પોતાને હાથે; પોતાની જાતે
કુખે=પેટે
હાક=બૂમ
નિપુણતા=પ્રવિણતા; માહિતી
રાજ્યતંત્ર=રાજ્યકારોબાર
અમાત્યો=પ્રધાનો
ચકિત થતાં=આશ્ચર્ય પામતાં
હવાલે કરો=સોંપી દો
મુખત્યાર=માલીક
નીડરપણે=બીક વગર
દયાનિધિ=દયાના ભંડાર
ન્યાયવૃત્તિ=ઇન્સાફ કરવાની ઇચ્છા
સાર્વજનિક=સર્વ માણસને ઉપયોગી થઇ પડે તેવી
દલીલો=બચાવ
અગાધ=ઘણી
અમર=નાશ ન પામે એવું; કાયમ
ખોડીલો=ખોડવાલો

### પાઠ ૨૨.

અવિનાશી=નાશ વિનાના
લેશ=જરાપણ
દયાળ=દયાળુ
આશ=આશા
ઉદાસ=દીલગીર
ભણતર=વિદ્યા
નિરાશ=નાઉમેદ

| | |
|---|---|
| ક્યાશ=ખામી | સુવાસ= સારી વાસ; કીર્તિ |
| મતિ=બુદ્ધિ | ઉજાસ=અજવાળું |
| સમાસ=સમાવેશ | હાશ=નિરાંત |
| નિશદિન=રાત દહાડો | કુધારો=નઠારો રિવાજ |

**સમજુતી**—હે ! અવિનાશી અરજ સાંભળો, હે ! અવિનાશી અમારી અરજ સાંભળો, આપ દયાળુ છો અને અમે સૌ નાનાં બાળક છીએ માટે અમારી એક આશા છે તે પુરી કરો. (ટેક)

છોકરાં-બચ્ચાં તો ઘણાએ વાંક-અપરાધ કરે છે પણ તેથી આપ નિરાશ થશો નહિ. (ટેક)

અમે અહિં ભણતર ભણવા-વિદ્યા મેળવવા એકઠાં થઇએ છીએ તો આપ અમને નિરાશ કરશો નહિ અર્થાત્ અમને વિદ્યા મળે-પ્રાપ્ત થાય એવી શકિત આપશો. (ટેક)

અમે સર્વે સારા ગુણો સમજી લઇએ અને અમારામાં જરાએ ક્યાશ-ઉણપ રહે નહિ એવું આપ કરશો. (ટેક)

અમને સારા ગુણની સાથે સારી બુદ્ધિ પણ આપો જેથી અમારો સૌમાં સમાસ થાય-અમે સઘળાં ભેગાં હળી મળીને રહી શકીએ. (ટેક)

અને મનમાં હંમેશ-રાત દિવસ ચોકખાં ( રાગ દ્વેષ વિનાના ) રહીએ એવું કરો. જેથી અમારી કીર્તિ ફેલાય. (ટેક)

અમે મોઢેથી એવું માગી લઇએ છીએ કે અમારા અંતરમાં પ્રકાશ થાઓ-જ્ઞાનરૂપી તેજ પ્રગટો-સારૂં જ્ઞાન પ્રાપ્ત થાઓ. (ટેક)

અમને આપનો આધાર મળ્યો છે તેથી અમારા હૈયામાં-મનમાં નિરાંત છે. કારણ અમને આશા છે કે આપના આશરાથી અમારૂં કાર્ય પૂર્ણ થવાનુંજ છે. (ટેક)

અમારામાં જરા પણ નઠારો રિવાજ રહે નહિ, અને કદી પણ અમારા સુખનો નાશ થાય નહિ એટલે અમને અખંડ સુખ મળે એવું કરો. (૨૫)

| | |
|---|---|
| સદ્ય=તરતજ | વૈધૃત=એ નામનો યોગ છે. |
| હેવા=ટેવ | દુર્યોગ=નઠારો યોગ |
| જાચક=માગનાર | સાંબરી=જાદુગર |
| સ્વપદ=પોતાનું પદ; ઇશ્વરનું પદ | પેખે=જુએ |
| પાવસ=વરસાદ | શ્રુતિ=વેદ |
| સંધે=સઘળે ઠેકાણે | કલ્પે=કળે; |
| અશૌચ=અપવિત્ર | રાચું=ખુશી થાઉં |

**સમજુતી**—મન માને છે કે ઇશ્વરનું નામજ ખરું છે; તેજ સ્વપદ માગનાર ભકતને અંતે તે પદે પહોંચાડે છે અર્થાત્ હરિ નામથી ભકતજનોને તુરત સ્વર્ગ મળે છે. એ સિવાયની–હરિનું નામ દેવા સિવાયની બીજી ટેવો તો હરિપદે પહોંચાડતાં વાર લગાડે છે—મોડા પહોંચાડે છે. કર્મકાંડ ઇત્યાદિથી સ્વપદ તો પમાય, પણ વાર લાગે; અને હરિનામ રટણથી જલદી પમાય. વરસાદની મોસમમાં થનારૂં ગ્રહણ (વાદળાં હોવાથી) ક્યાં દેખાય છે? પણ શાસ્ત્રમાં તો તેને સાચું કહ્યું છે કે ગ્રહણ થવાનું છે. (આ વાતમાં આપણેને શંકા રહે છે, કારણ કે આપણે ગ્રહણ થયું છે કે નહિ તે વાદળાંને લીધે સ્પષ્ટ જોઇ શકતા નથી, તેજ પ્રમાણે હરિનું નામ–હરિ સર્વત્ર–બધે ઠેકાણે–અણુએ અણુએ વ્યાપી રહેલો છે એમ શાસ્ત્રમાં કહેલું છે ખરૂં, છતાં પણ એ વાતમાં આપણને શંકા રહે છે કે ઇશ્વર વસેલોજ છે એની શી ખાતરી? જેમ પેલા ગ્રહણની શંકા રહે છે તેમ. છતાં મન માને છે કે ઇશ્વરનું નામજ ખરું છે. (૧)

અપવિત્ર સ્નાન—જેવું કે સૂતક—ઋતુ સ્નાન વગેરેને કહો કે કોણ જોઇ શકે છે? વૈધૃત વગેરે નઠારા યોગ કોણ જોઇ શકે છે! વૈધત વ્યતિપાત હોય તો નદીએ નહાવા જાય અને તેથી જણાય કે આ અશૌચ સ્નાન કરે છે. આ પ્રમાણે છે છતાં શાસ્ત્રનું વચન અશૌચ સ્નાનને સાચું માને છે. તે પ્રમાણે ઇશ્વરને પણ કોઇ જોઇ શકતું નથી. —યોગ સાંધનાર કોઇ મહાત્માજ એમનો સાક્ષાત્કાર કરી શકે છે—એમનાં દર્શન કરી શકે છે. આ પ્રમાણે જ્યારે કોઇનેજ દર્શન થાય છે, અને ઘણા ભાગને થતાં નથી એથી ઘણા ભાગના મનમાં શંકા ઉત્પન્ન થાય કે ઇશ્વર હશે કે નહિ? ત્યારે કવિ કહે છે કે શાસ્ત્રનું વચન જેને સત્ય માને છે એવો ઇશ્વર છે, અને મન માને છે કે ઇશ્વરનું નામજ ખરૂં છે. ( ૨ )

આ એમ કરવાથી પાપ થયું, પછી એમ કર્યુ તો તે તરતજ ગયું—મટી ગયું. એ પ્રમાણે શ્રુતિ—વેદ વગેરે ધર્મ ગ્રંથોમાં જે કહેલું છે, તે સાચું લાગે છે. અને મન માને છે કે ઇશ્વરનું નામજ ખરૂં છે. ( ૩ )

જાદુગરના સઘળા મંત્રો જો વિધિ પુરઃસર તેનો જાપ કરવામાં આવે છે તો ફળે—ફળ આપે છે, એવું સાંભળીને મૂર્ખ માણસનું મન ચળી જાય છે—અર્થાત્ અનેકાનેક શંકાઓ કાઢે છે તેને એ વાતમાં શ્રદ્ધા રહેતી નથી, અને તેથી તેને કોઈ જાતની સિદ્ધિ થતી નથી. અને **સંશયાત્મા વિનશ્યતિ** એ સૂત્ર પ્રમાણે શંકાવાળો માણસ નાશ પામે છે. પણ સજ્જન માણસને તો એ વાતથી સંતોષજ થાય છે—અને તેઓ તો કબુલજ કરે છે કે વિધિ પુરઃસર ક્રિયા કરવામાં આવે, તો જરૂર તે ફળેજ. માટે મન માને છે કે ઇશ્વરનું નામજ ખરૂં છે. (૪)

આ પ્રમાણે હરિના નામનું સ્મરણ–ભજન સઘળેજ સાચુંજ છે. કદાપિ કાળે તે કાચું–નકામું–ખોટું નથી. દયારામ કવિ કહે છે કે હું તો એનાથીજ–ભજનથીજ ખુશી થાઉં છું. અને મારૂં મન માને છે કે ઇશ્વરનું નામજ ખરૂં છે. (૫)

## પાઠ ૨૩.

મૃગજળ=હરણ જેને પાણી ધારી ઠગાય છે તેવું ઝાંઝવાનું જળ.
તૃષા=તરસ; પ્યાસ
હેવાલ=બયાન; વૃત્તાંત
અસહ્ય=સહન ન થાય એવો; અતિશય
ક્ષિતિજ=આકાશ ને પૃથ્વી મળેલી જણાય છે તે લીટી
કદમ=પગલાં; ડગલાં
ખારપાટ=ક્ષારવાળી; જમીનનો ઉપલો થર ક્ષારવાળી માટીનો બનેલો હોય તે
પરાવર્તન કરવું=પાછું ફેંકવું
ગંધર્વનગર=ગંધર્વ–દેવના ગવૈયાનું શહેર; કૃત્રિમ દેખાવ
વિચિત્ર=નવાઇ જેવો
જાદુથી=જાદુથી બનાવેલો
ભવ્ય=મોટાં ને સુંદર
પ્રાચીન=જુનું; અસલનું
સાવ=તદન

## પાઠ ૨૪.

ઋગ્વેદસંહિતા=ઋગ્વેદના મંત્રોનો સંગ્રહ
વરૂણ દેવ=પાણીનો દેવ
નાવ=હોડી
અશ્વિનીકુમાર=દેવના વૈદ. સૂર્યની સૂક્ષ્મણા નામની સ્ત્રીથી સૂર્યનું તેજ સહન ન થઇ શકવાથી તેણે ઘોડીનું રૂપ ધારણ કર્યું હતું; તેના નાકમાંથી બે પુત્ર જોડકે અવતર્યા હતા તે. એ દેવના વૈદ છે અને ઘણાજ રૂપાળા છે.
સમુદ્રયાન=સમુદ્રની મુસાફરી
ભૃગુકચ્છ=ભરૂચ. ભૃગુઋષિનો ત્યાં આશ્રમ હતો.
કચ્છ=એ પાણી પાસેની જગ્યા
કુમારીભૂશિર=કેપ કન્યાકુમારી; એ

હિંદની દક્ષિણે છે.
પુરાવો=સાબીતી
ના'વે=આવે નહિ
મંદિર=ઘર
પરીઆંના પરીઆં=છોકરાંનાં છોકરાં; પેઢી.

પાઠ ૨૫.

માનવ=માનવી; માણસ
નેક=ભલાં; ભલાઇનાં
ભુવન=ઘર; દુનિયારૂપી ઘર
હરી જા=લઇ જા
સાથ=સાથે

**સમજુતી**—હે માણસ! જો તું મરે તો જશ લઇને મરી જા, અરે અહીં તું કંઇક ભલાં કામો કરી જા—જજે. આ સંસારરૂપી ભુવનમાં—ઘરમાં ભલાનીજ ભલાઇ છે. હે ભાઇ તે તું હિંમત રાખીને જરા હરી જા—લઇ જા. અર્થાત્ તું ભલાઇ લઇ જા, તારી સાથે કશું આવવાનું નથી. તારાથી ઘણું ન થાય (ભલાઇનું કામ) તો થોડું પણ કરી જા અર્થાત્ યથાશકિત ભલાઇજ કરજે.

વિરલી=બહાદુર
રાજ્યકર્તા=રાજા
પરજ્ઞાતિ=બીજી નાત
લક્ષ્મીએ લીલાલહેર કરી મૂકી=લક્ષ્મી પુષ્કળ આવી
વેરે=સાથે
ખિતાબ=ઇલ્કાબ
સર=એ ઇલ્કાબ છે; સાહેબ
લેડી=સરની સ્ત્રીને મળતો ઇલ્કાબ
ઉપનામ=ઇલ્કાબ
ટેકો=મદદ; સહાયતા

દાનધર્મ=ધર્મમાં પૈસો ખરચવો તે.
ગુપ્તદાન=છુપું દાન
હેરાનગતિ=દુઃખ; આપદા
પુણ્યવંતુ=પુણ્ય થાય એવું; પુણ્યનુ
આદર્યું=શરૂ કર્યું
ક્રિયા=વિધિ
અજમાએશ=ખડસટ્ટો; આશરો
માવતર=માતપિતા
ભુખડુ=ભુખે મરતા
બહેસ્તનશીન થયાં=ગુજરી ગયાં. પારસી લોકો એ શબ્દ વાપરે છે.

આપણે સ્વર્ગવાસ પામ્યાં કહીએ છીએ.

બહેસ્ત=સ્વર્ગ | નશીન=બેસનાર

પાઠ ૨૬.

તરુવૃંદ=ઝાડની ઝુંડ

છંદ=તાન; લહે. પીંગળનો છંદ પણ કહેવાય. પણ તે અર્થ લેવો યુક્ત નથી

રજની=રાત

અનિલ=પવન

અમીરવ=અમૃત ભરેલો અવાજ

રવ=અવાજ | ચંદ=ચંદ્ર

**સમજુતી**—હે બેન, ઝાડની ઝુંડમાં તાન મારતી–તાનમાં ગાતી પેલી કોયલડીને સાંભળ. કોયલ ગાય છે તે સાંભળ.

જો, આ શાંત રાતમાં ચાંદની (ચંદ્રનો પ્રકાશ) ઝળકી રહ્યો, અને વાદળીઓ આછી આછી પથરાઇ રહી છે; એથી શાંત રાતમાં કોયલડીનો ટહુકો પવનની લહેરની સાથે ધીમે ધીમે આવે છે. હે બેન૦ (૧)

બેન, એ તને બોલાવે છે. કારણ મીઠીને મન મીઠી ભાવે છે–અર્થાત્ તું સલુણી છે અને એ પણ કોમળ કંઠ વાળી સલુણી છે માટે તું એને ગમે છે; અને તેથીજ એ તને બોલાવે છે; તું તારા કોમળ કંઠમાંથી એને પાછો ટહુકો દેની ! અર્થાત્ તું તારા મધુર કંઠમાંથી એને ટહુકો કરી જવાબ આપ. હે બેન૦ (૨)

ટુહુ ટુહુ કરતો જો એનો ટહુકો ફરીને આવ્યો, અને અમી-ભરેલો અવાજ છે જેનો, એવો પવન એના–કોયલના મીઠા અવાજને લાવ્યો છે; અને કોયલ તે ઝાડના ઝુંડમાંજ છુપી–સંતાઇ રહી છે. હે બેન૦ (૩)

ટીપઃ—કોયલને ઝાડના ઝુંડમાં સંતાઇ રહેલી કહીને ટહુકો આવતો બતાવ્યો છે તે બહુ ઉત્તમ કલ્પના છે. કારણ અવાજ જયાથી આવતો હોય તે સ્થાન જો જોવામાં આવે છે તો તેમાં લહેજત–તે ગાયન

સાંભળવાના રસમાં કાંઇ ક્ષીણ થાય છે–બહુ પ્રિય નથી લાગતું. પણ જો તે સ્થાન અગોચર હોય અને ફક્ત અવાજજ સંભળાતો હોય તો તેમાં રસ વધારે રહે છે. અનુભવથી સ્પષ્ટ થશે. દૂરના ઘરમાં વાગતું હારમોનિયમ ઘણું આકર્ષણ થઇ પડે છે, પણ તેની પાસે જઇએ ત્યારે તેટલું પ્રિય નથી લાગતું. (આ સંબંધે સાક્ષર શ્રી નરસિંહરાવનો 'દૂરથી ગીત ધ્વનિ' એ નામનો 'વસંત'માં આવેલો લેખ વાંચવાથી અતિ સ્પષ્ટતા આવશે.)

જે પેલા ચંદ્રમાં—છંદમાં, ગાતી ચળકતી ચાલે છે તે મીઠી ગાન રૂપી નદીને–ગાયન રૂપી નદીને મેં દીઠી છે, ચાલો બેન તે મીઠીને સાંભળીએ. અર્થાત્ ચંદ્રના કિરણો આવવાથી તે રાતે ઝમઝમ એવું દિવ્ય ગાન થાય છે તે સાંભળવાનું એક સખી કહે છે. કારણ કે એમ સમજી છે કે આ પણ તેજ ગાન નદીનો સૂર સાંભળવા મને આગ્રહ કરે છે. (૪) આનો જવાબ બીજી સખી આપે છે કેઃ– હે બેન હું પેલી કોયલને ઝાડના ઝુંડમાં ગાતી સાંભળું છું. અર્થાત્ ખરી કોયલના ગાનને સાંભળું છું–ઐહિક કોયલને બોલતી સાંભળું છું. (કવિ જે કુદરતમાં ગાન થાય છે તેને આગળની સાથે વ્યંગ્યમાં સરખાવી દે છે ઇ૦ એનો ભાવ છે)

## વાંસળી

| | | |
|---|---|---|
| વૃંદાવન=ગોકુળ પાસેનું [વન | સાન=સમજ; ભાન | પળે=જાય |
| કાન=કૃષ્ણ | તરુ=ઝાડ | ટાટડી=સ્થિર |
| નાદે=અવાજે | શાખા=ડાળી | ઉદીયો=ઉગ્યો |
| વેધી=વીંધી; | મોહન=મોહ | ભાણુ=સૂર્ય |
| મુનિવર=મોટા મુનિ | પય=દૂધ | સમાધ=સમાધિ; ધ્યાન |

વૃંદાવનમાં વાંસળી વાગે છે. કાન—કૃષ્ણ ઉભો ઉભો વગાડે છે. તે વાંસળીના સુરે મોટા ઋષિઓની પાંસળીઓને પણ વીંધી છે—અર્થાત્ હાડકાનું બખ્તર તોડીને તે અવાજે તેમના હૃદયને અસર કરી છે. હૃદય ઉપર પાંસળીઓનું ઢાંકણુ છે એ સ્પષ્ટ છે—અને તે ગાનના તાનમાં કોઇને સાન રહી નથી—ભાન રહ્યું નથી. (ટેક)

કૃષ્ણ પરમાત્માને પગે લાગવા માટે ઝાડની ડાળીઓ નમી રહી છે. અને એ વૃક્ષોની સાથે વેલીઓ પણ ઝૂમી રહી છે એટલે નમન કરી રહી છે, અને કહે છે કે અમારાં ભાગ્યને આજે ધન્ય છે કે અમને આ પ્રમાણે પ્રભુના દર્શન અને પ્રભુની મોરલીનું ગાન સાંભળવાનું મળે છે. (ટેક)

ટીપ:—ઝાડની ડાળીઓ નમેલી હોય છે તે પરથી કવિએ આ અલંકાર ઘટાવ્યો છે. વેલીઓ ઝાડપર ચઢેલી હોય છે. હવે ઝાડ નમે ત્યારે વેલને પણ નમવું પડે—એ ઉપરથી વેલીઓ પણ નમન કરે છે એમ કવિએ કહ્યું છે.

જમનાનું પાણી ચાલતું નથી-વહેતું નથી, મોરલીનો અવાજ સાંભળવા ઉભુ રહ્યું છે. અને હરણના મનમાં મોહ ઉત્પન્ન થાય છે. તેથી તે પણ ઉભાં રહી સાંભળે છે. પંખીઓ માળામાં હાલતાં નથી—નાદની ધ્યાનમાં સ્થિર થઇ ગયાં છે—કારણ નાદ સાંભળીને રહેવાનું નથી અર્થાત્ સાંભળ્યા સિવાય રહેવાનુંજ નથી. કારણ એ નાદ એવો અદ્‌ભુત છે કે એક વખત કાને પડયો કે પછી તેને સાંભળવાનું મન થાયજ. (ટેક)

વાછરડાં કાન દઇને સાંભળે છે અને દૂધનું પાન પણ કરતાં નથી અર્થાત્ ધાવતાં નથી. ગાયો પોતાના ગળાના—ગાળા—બાંધેલાં બંધ—તોડીને કાને અવાજ સાંભળવા માટે ત્યાં જાય છે. (ટેક)

ખીલેલાં કમળો પાણીમાં સ્થિર થઇ ગયાં છે—અવાજ સાંભળવા માટે—તે જાણે સૂર્ય ઊગ્યો હોયની એવાં દેખાય છે! આ મોરલીના અવાજથી શંકર જેવા મહાયોગી પણ પોતાનું ધ્યાન છોડી રહ્યા છે. અર્થાત્ બીજા સાધારણ છોડે તો તેમાં નવાઇ શી! પણ શંકર જેવા મોટામાં મોટા યોગીએ પણ પોતાની સમાધિ મૂકી દીધી છે અને ગાનામૃતનું પાન કરવા માંડયું છે. એ મોરલીના સાદનું આખા જગતને જાણ થયું છે. અર્થાત્ આખા જગતને એ સૂરની ખબર પડી છે. એટલે આખું જગત પણ એ સર્વના પ્રમાણે ગાન સાંભળવા માટે થંભી રહ્યું છે. એક તાન થઇ રહ્યું છે. (ટેક)

### પાઠ ૨૭.

પ્રવાસી=મુસાફર
પ્રત્યેક=દરેક
ખેર=રેજ
સૌંદર્ય=ખુબસુરતી
અતિ નાજુક=અડકતામાં ભાગી જાય એવી
બેડોળ=નઠારા દેખાવવાળી
તેજસ્વી=પ્રકાશિત
આકર્ષણુ=ખેંચાણુ કરનાર; તે તરફ સહજ દૃષ્ટિ જાય એવાં
આવરદા=આયુષ્ય
ભાંજગડ=માથાફોડ
મેળ ખાય એવા=મળતા આવે એવાં
ખુણે વચાળે=ખુણે ખોચરે—જ્યાં દૃષ્ટિએ ન જાય એવી જગ્યાએ

### પાઠ ૨૮.

સ્વદેશ પ્રીતિ=પોતાના દેશ પર પ્રેમ
મારવાડ=મારવાડીનો દેશ. એ દેશમાં ઊંટ પુષ્કળ થાય છે.
વિદેશ=પરદેશ
સ્વાભાવિક=કુદરતી; સહજ
વૃત્તિ=ઇચ્છા
સંસ્થા=મંડળ
ઉન્નતિ=ચઢતી; આબાદી
રંજાડે=દુઃખ દે
બેવફા=નીમકહરામ
અવધિ=છેડો;

દીંગ=તાજુબ
સત્તાધારી=અમલદાર
પર્યંત=સુધી | ખાતર=માટે
રૂવાં ઉભાં થાય=કંપારી છૂટે
પત કર્યું=કબુલ કર્યું
સર ન થયો=જીતાયો નહિ
ભીસ દેવી=પુષ્કળ દબાણ કરવું
સર્વસ્વ=બધું
અર્પણ કરવા=આપવા

આશ્ચર્યકારક=નવાઇ જેવું
અપંગ=એક અંગ વિનાનો; પગ વિનાનો
અનાથ=ધણી–માબાપ કે પાળક વિનાનો
જુસ્સો=લાગણી
ગણના=ગણતરી
પણ=ટેક; નિયમ
યથાશક્તિ=શક્તિ મુજબ

**સમજુતી—**જે નરનારી (સ્ત્રી પુરુષ) દેશની દાઝ પોતાના મનમાં ધારતાં નથી અને કેવળ પોતાના લાભનાંજ કામ કરે છે તેમણે પોતાની જાતને નકામીજ વધારી છે. પોતાના દેશીઓ દુ:ખથી રિબાય, દેશના પર સંકટ આવે, એવું જોઇને કયા માણસનાં રૂવાં ઉભાં થાય નહિ? ધન અર્પણ કરતાં–કરવામાં જે માણસ ડગી જાય અથવા ફ્રગે–ફ્સકી જાય–અવળું બોલે અથવા કોઇને ફ્સકી જવાનું શીખવે તેવા માણસ ધીટકાર પામે છે અને પોતાના બાપનું નામ ગુમાવે છે.

પાઠ ૨૯.

કદ=માપ
બાંધો=શરીરનું બંધારણ
દ્વંદ્વયુદ્ધ=સરખા સરખા બેનું જે યુદ્ધ તે
બદશીકલ=બેડોળ; કદરૂપું
નામર્દ=બાયલો; હીજડો

આશાબંધી=આશામાં બંધાયલી; દહાડાવાળી; ગર્ભવંતી
વીરહાક=વીરત્વ ભરેલી બૂમ
ફાટફુટ=કુસંપ
બખ્તર=લોઢાના તારનો બનાવેલો કોટ જેથી શરીરનું રક્ષણ થાય તે
મસલત=છુપી વાત

અસાર=સાર વિનાનું
યવનો=મુસલમાનો
અર્પણ કરવા=આપવા
માંડલિક=ખંડીઆ
રાખડી=સુતરની બનાવી બ્રાહ્મણો બળેવપર બાંધે છે તે; સોના રૂપાની ગાંઠી બનાવે છે તે
વારે ધાવા=મદદ કરવા
ગ્રંથકાર=પુસ્તક બનાવનાર
કેસરીઆં=કેસરીઆ રંગનાં લુગડાં પહેરી ચાહોમ કરી લડાઇમાં કૂદી પડવું તે

પાઠ ૩૦.

નરદેવ=રાજા
સુતા=દીકરી
પ્રસંસા=વખાણ
સ્વયંવર=પોતાની મેળે વર પસંદ કરી પરણવું તે
સુર=દેવ
નરાદિક=માણસ વગેરે
તનય=છોકરો
તનયા=છોકરી
સુરપુર=ઇંદ્રપુરી; દેવતાઓનું નગર
પુણ્યશ્લોક=જેનું નામ દીધાથી પુણ્ય લાગે એવો પુરુષ; પવિત્ર ચરિત્ર-યશવાળા. એવા ચાર ગણાય છે, નળ, યુધિષ્ઠિર, જનક, જનાર્દન કે વિષ્ણુ.
સુજ્ઞ=ડાહ્યો; સારૂં જાણનારો
સંતાન=છોકરાં
મુખકાંતિ=મોંનો ચહેરો
તાકાત=બળ; જોર
ભૂ=પૃથ્વી
ક્ષુધા=ભુખ
દુર્ભાગ્ય=કમનસીબ
પટ=વસ્ત્ર
વ્યાધ=પારધી
વૈદર્ભી=વિદર્ભ-બિરાર દેશના રાજાની પુત્રી; દમયંતી
સલુણી=મનોહર કાંતિવાળી
અહિ=સર્પ
ઋતુપર્ણ=અયોધ્યાનો રાજા.
અહિદંશ=કર્કોટકનો ડંખ
વિરૂપ=બેડોળ; કુબડો; કદરૂપો
સારથી=રથ હાંકનાર
શીઘ્ર=જલદી; ઉતાવળો

| | |
|---|---|
| નરમણિ=પુરુષોમાં શ્રેષ્ઠ; રાજા | દ્યૂત=જુગાર |
| કળ્યાં=સમજ્યાં; સમજાયાં | કિંવા=અથવા |

**સમજુતી**—વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી-દમયંતી નામે સુંદરીએ હંસને મોઢેથી નળરાજાનાં વખાણ સાંભળી તેને મનથી વરી ચૂકી; અને મોટા સ્વયંવરની સભામાં દેવ અને માનવ વગેરેને તજીને તેણે વહાલથી નળરાજાની કોટે વરમાળ પહેરાવી. (૧)

એ દેવીના જેવી શોભતી દમયંતીથી નળરાજાને ગુણ અને રૂપને શોભતાં-અર્થાત્ ગુણ અને રૂપવાળાં એક છોકરો અને એક છોકરી એમ બે છોકરાં થયાં. રાજાએ ઈંદ્રપુરીના જેવાં મનને ગમતાં ઘણાં સુખો ભોગવ્યાં અને પુણ્યશ્લોક થઈને પોતાની કીર્તિ વધારતાં પ્રજાને પાળી (પ્રજાનું પાલણ પોષણ કર્યું.) (૨)

અરે ! જેને નઠારી દશા માથા પર ભમતી હોય-જેનું નઠારૂં થવાનું હોય-તેને અવળુંજ સૂઝે છે. તેમ નળ રાજાને પણ અવળું સૂઝયું. તે પોતાના કાકાના છોકરા પુષ્કર સાથે ડાહ્યો થઇને-છતાં-જુગટું રમ્યો. એમાં હારી ગયો તેથી તેનું પોતાનું રાજ્ય પુષ્કરના હાથમાં ગયું-પછી વનવાસ ત્રણ વર્ષ જવાનું હોવાથી-છોકરાંને મોસાળ મોકલ્યાં-છોકરાં મોસાળ ગયાં; અને વનમાં જવા માટે નળ દમયંતી એકેક વસ્ત્રભેર શહેર છોડીને નીકળ્યાં. (૩)

ઘણા નાજુક પગમાં શૂળો, કાંટા અને કાંકરા ઘણાજ વાગવાથી અને ટેકરા ચઢવાથી અને ઉતરવાથી ઘણો સખત થાક બંનેને લાગ્યો. એટલુંજ નહિ પણ ત્રણ ત્રણ દિવસના ઉપવાસ પણ થયા હતા, તેથી ભૂખને લીધે આંખો પણ ઉંડી જતી રહી હતી. મુખ કાંતિ-ચહેરો ફીકો પડી ગયો હતો અને શરીરમાં તાકાત રહી નહોતી. (૪)

એટલામાં ત્યાં ભોંયપર બેઠેલાં ઘણાં પક્ષીને દૂરથી તેમણે જોયાં. ભૂખ મટાડવા માટે રાજા પોતાનું વસ્ત્ર તેમના ઉપર પકડવા માટે પાથરે છે. પણ અરે ! તે પક્ષીઓ તો રાજાનું વસ્ત્ર લઇને ઊડી ગયાં. અને નળરાજાની–પક્ષી પકડી ક્ષુધા–ભૂખ–શાંત કરવાની આશા નાશ પામી–(પછી બન્નેએ એકજ વસ્ત્ર પહેર્યું) આવું પોતાનું કમનસીબપણું ( અભાગીપણું ) જોઇને પોતાની જાતની પણ સ્થિરતા રહી નહિ અર્થાત્ દેહનું ભાન રહ્યું નહિ. (૫)

આવાં અસીમ દુઃખોથી બચવા માટે પિએર જવાને નળરાજાએ દમયંતીને ઘણુંએ કહ્યું. પણ તે ગુણવંતી–ગુણવાન સ્ત્રીને પોતાના વહાલા ધણીથી જુદું પડવાનું બીલકુલ ગમ્યું નહિ. આખો દિવસ એ પ્રમાણે જંગલમાં ઘણી હેરાન થઇ હતી તેથી રાત પડતાં બન્ને ઊંઘી ગયા. અર્ધ રાતે નળ જાગ્યો અને અડધું વસ્ત્ર ફાડીને દયા છોડીને ચાલ્યો ગયો. (૬)

( છોડી જવાનું કારણ એ કે એક સરોવરમાંથી નળને કેટલાંક માછલાં હાથ લાગ્યાં હતાં તે તેણે દમયંતીને ઝાલી રાખવા આપ્યાં હતાં. દમયંતીના હાથમાંથી દેવના વરદાનને લીધે અમૃત ઝરતું હોવાથી માછલાં જીવતાં થઇ હાલ્યાં, આથી સતીએ બીને તેમને છોડી દીધાં. તે પાણીમાં ચાલ્યાં ગયાં. કેટલી વારે નળ–બીજાં માછલાં પકડવાનો શ્રમ કર્યાથી થાકી–પાછો આવ્યો અને સતીને કહ્યું કે બીજું તો એકે મચ્છ હાથ લાગ્યું નહિ. લાવ આપણે પેલાં મચ્છ વહેંચી ખાઇએ. સતી શું ઉત્તર આપે ! ક્યાંથી લાવી આપે ! સતીએ ખરી હકીકત નાથને નિવેદન કરી; પણ નળ રાજાએ તે માની નહિ. કારણ કે તેનામાં કળિયુગે વાસ કર્યો હતો. આથી રાજાને દમયંતી ઉપર ઘણો દ્વેષ આવ્યો કે તું એકલા

પેટી થઇ મારા વિના બધાં માછલાં ખાઇ ગઇ ! આ રીસથી રાજા રાતે દમયંતીને એકલી મૂકી સટકી ગયો.)

કેટલીકવારે સતી જાગી તો તેણે રાજાને દીઠા નહિ, તેથી બેભાન બઇને પૃથ્વીપર પડી અને ઓ પ્રાણ ! ઓ જીવન ! કયાં ગયા ? એમ કહી ઘડી ઘડી રડતી, ભાન વિનાની થઇ નળને શોધતી શોધતી અજગરના મોંમાં આવી પડી. ત્યાં દુઃખથી વળવળતી વૈદર્ભીને એક પારધીએ બચાવી. (૭)

પછીથી જેમ તેમ કરતાં પોતાની માસીને ઘેર તે જઇ પહોંચી. ત્યાં કેટલાંક દિવસ સુખે દુઃખે રહી. પછી પોતાના પિતાના કુળગુરુ સુદેવની શોધથી તે મીઠી–મનોહર કાંતિવાળી નક્કી પિએર પહોંચી. હવે નળરાજા દમયંતીને છોડી નાઠા પછી કર્કોટક નામના સાપના કરડવાથી નળ કદરૂપો બની ગયો અને અયોધ્યાના રાજા ઋતુપર્ણને ત્યાં રથ હાંકનાર તરીકે રહ્યો. પછી ત્યાં દમયંતીનો ફરી સ્વયંવર કરે છે એવી ખબર ઋતુપર્ણ રાજાને મળવાથી તે તથા નળ–સારથી રૂપે–ઉતાવળથી ત્યાં ગયો.–ઉતાવળથી બોલવાનું કારણ અશ્વ વિદ્યાની પરીક્ષા કરવાનું હતું. (૮)

ત્યાં ગયા પછી જોતાં નળના રૂપમાં ઘણો ફેર દીઠો. પણ લક્ષણો નળનાં જાણ્યામાં આવ્યાં–માલુમ પડેલાં; તેથી બે બાળક અને દમયંતી હર્ષથી ગાંડા થઇને નળરાજાને મળ્યાં. આ વખતે સાપના વિષની અસર નાશ પામી અને રાજા દિવ્ય સ્વરૂપવાળો બન્યો, પછીથી પોતાનું રાજ્ય લેવા જતાં પુષ્કર શરણે આવ્યો અને નળને રાજ્ય સોંપી દીધું અને એ પ્રમાણે ગયેલું રાજ્ય પાછું મળ્યું. જો હરિની મહેરબાની હોય તો સર્વ અનુકૂળ બની જાય–જેવું જોઇએ તેવું મળી જાય–થઇ જાય. (૯) આ ઉપરથી સાર લેવાનો કેઃ—

સુખની વખતે ગર્વથી માણસે છકી જવું નહિ અને દુઃખની વખતે ગભરાઇ હિંમત હારવી નહિ. કારણ કે સુખ દુઃખ હંમેશાં ટકતા નથી-સુખ પછી દુઃખ, અને દુઃખ પછી સુખ એમ ચક્ર રૂપાંતર થયાંજ કરે છે, એવી જે નીતિ છે, તે પોતાનામાં ઉતારવી-એવું સમજી મન વાળવું. વળી એ પણ સમજવું ને શીખવું કે ગરીબ હોય કે રાજા હોય તે પણ જુગારથી ઘણાં દુઃખી થાય છે. માટે એ દુષ્ટ નઠારા ગુણની પાસે કોઇએ કોઇ દિવસ પણ જવું નહિ. મતલબ કે જુગાર રમવો નહિ. (૧૦)

પાઠ ૩૧.

આપબળ=પોતાની જાતનું જોર

**આપ સમાન બળ નહિ, અને મેઘ સમાન જળ નહિ.=**

આપણા કામકાજમાં પારકાનું બળ આપણા પોતાના બળની બરોબરી કરી શકતું નથી; તેમજ ખેતીવાડીમાં કુવા, તળાવનું પાણી વરસાદનાં પાણીની બરાબર કરી શકતું નથી.

કહેવત=કહેતી
અર્થ=સારાંશ
પશ્ચાત=પાછળ
બાહુબળ=જાત મહેનત
મહત્વ=અગત્ય
ટેક=બોલેલું પાળવું તે
સ્વતંત્રતા=આપ અખત્યારી
ઓશિઆળાં=લાચાર; તાબેદાર
નિર્બળપણું=કમતાકાત
આત્મબળ=પોતાની જાતનું બળ
જીવનચરિત્ર=જીંદગીનું સવિસ્તર બ્યાન
નાહિંમત=નામરદાઈ; બાયલાપણું
પરાપૂર્વથી=અસલથી
રણક્ષેત્ર=લડાઇની જગ્યા
વિધવા=જેનો ધણી મરી ગયો હોય તેવી સ્ત્રી
મહાવરો=અભ્યાસ

પાઠ ૩૨.

અતિલાડ=ઘણું વહાલપણું
ધીંગામસ્તી=ધમપછાડ; સખ્ત તોફાન
બાઇબાપા કરું=કાલાવાલા કરું

પેશ પહોંચાડે=હરાવી નાખે; હારની ટોચે પહોંચાડે
ઢાંકયું આવવું=નાતમાંથી જમવા ન ગયાને લીધે ઘેર પીરસણુ આવે તે
છણકો=ચાળો
શેર થવું=ચઢી બેસવું; વાઘ જેમ ચઢી બેસે તેમ. સામું બોલવું
શેર=વાઘ
વાદે=લીધે; દેખાદેખી
પજવે=દુઃખ દે
ગાંઠે નહિ=પત નહિ કરે
આપખુદી રીતે=મરજી મુજબ; સ્વતંત્ર રીતે
મનસ્વી રીતે=મનમાં આવે તેવી રીતે
વાંઝીઆબાર=એકનું એકજ છોકરૂં હોય તો તે વાંઝીઆબારનું કહેવાય. તે ન આવ્યું હોત તો વાંઝીઆપણું કહેવાત. જેના આગમનથી બારણું વાંઝીઉં મટયું તેથી
લાડઘેલો=લાડમાં ગાંડો
સ્વચ્છંદી=મરજી મુજબ વર્તનાર
સરસો=સાથે
આસનાવાસના કરી=શાંત પડયો; દિલાસો આપ્યો
ઉછર્યાં પાછર્યાં=મોટા થએલા
હાથ ઉગામાય=મરાય
શિક્ષા=બોધ;નશિખામણ
અણગમો=નાખુશી

---

## ભાગ બીજો.

### પાઠ ૩૩.

મહાભારત=ભરત રાજાના વંશજો વચ્ચે થયેલા મોટા યુદ્ધનું જેમાં વર્ણન કરેલું છે તે પુસ્તક; પાંડવ કૌરવની લડાઇની હકીકતનું પુસ્તક
ભાગવત=હિંદુઓનું ધર્મપુસ્તક
પ્રાચીન=પહેલાંનો
એકાકાર=એકમેક
જરૂરિઆતો=ખપ | થાન=તાકા
અનુકૂળ=ફાવતા; માફક આવે એવા
યજન=યજ્ઞ; હોમ
માનવંતા=માનવાળા; પ્રતિષ્ઠાવાળા
અપંગ=અંગરહીત; લંગડો
શસ્ત્ર=આયુધ; હથિયાર
ધર્મોપદેશ=ધર્મનો બોધ

પરિચય=સંબંધ
આસ્તિકપણું=ઇશ્વરને માનવાપણું
લક્ષણ=ચિહ્ન
વર્ણવ્યવસ્થા=નાતજાતની ગોઠવણ
અસ્ત થવા લાગી=નાશ પામવા લાગી
મિથ્યાભિમાની=દંભી; ખોટા અભિમાનવાળા । વર્ણ=જાત
નહુષ=એ નામનો રાજા હતો. તે ઋષિના શ્રાપથી અજગર થયો હતો. પછી યુધિષ્ઠિર સાથે ધર્મનો વાદવિવાદ કર્યો અને તેમના સ્પર્શથી તે પોતાના પદને પામ્યો હતો
શીલ=બ્રહ્મચર્ય
અહિંસા=કોઇ પ્રાણીને દુઃખ નહિ દેવું તે

## પાઠ ૩૪.

પ્રવીણ=હોશિયાર; માહીતગાર
પ્રત્યે=તરફ
ભરાવદાર=પુષ્ટ
શ્વેત=ધોળો
સંપાદન કરી=મેળવી
જનાનો=સ્ત્રીઓને રહેવાનો ઓરડો.
જકાત=દાણ
સંતાન=છોકરૂં
ભવ્ય=મોટાં ને સુંદર
ખટપટ=કાવતરૂં
અંધેર=અંધાધુંધી; ગેરવ્યવસ્થા
દારુણ=ભયંકર; સખ્ત
દળ=લશ્કર
ભંગાણ=તૂટ
સુરંગ=જમીનની અંદર નાનું કાણું પાડી તેમાં દારૂ ભરી ફોડવામાં આવે છે તે

## પાઠ ૩૫.

સમૃદ્ધિ=પૈસોટકો; દોલત
પરભાર્યો=બહારોબહાર; પરભારો
નૌકાશાસ્ત્ર=વહાણ હંકારવા સંબંધી વિદ્યા; દરીઆની મુસાફરી સંબંધી વિદ્યા
પેરવી=ગોઠવણ
કેપ ઓવ ગુડ હોપ=સારી આશાની ભૂશિર
વહાણવટી=દરિઆઈ માર્ગ સારી રીતે જાણનાર; દરીઆની મુસાફરી જેણે ઘણી વખત કરેલી હોય તેવો માણસ

મસાલાના બેટો=સુમાત્રા, જાવા. (એ બેટોમાં મસાલા—મરી, જાયફળ, જાવંત્રી, એલચી વગેરે પુષ્કળ થાય છે માટે એવું નામ પાડયું.)
પટો=દસ્તાવેજ
જાથું=હંમેશ
ચાંચીઆ=વહાણ લૂંટવાનો ધંધો કરનાર
એલચી=વકીલ; પ્રતિનિધિ
પરવાનગી=રજા; છૂટ
કોઠી=માલ રાખવાની જગ્યા; કોઠી
કોરોમાંડળ=હિંદનો પૂર્વ કિનારો. (કોરોમાંડળ નામનું એક શહેર એ કિનારે છે તેથી એ નામ પડયું છે.)

પાઠ ૩૬.

વીર=બહાદુર
જાગીર=ઇનામી ગામ કે જમીન
મંત્રી=પ્રધાન; વજીર
વીરરસ=જેથી શૂર ચઢે એવી
શૌર્ય=જુસ્સો; વીરત્વ; બહાદુરી
અનુકરણ=નકલ
પ્રબળ=જોરાવર
આસ્થા=શ્રદ્ધા
મસ્ત=ચુસ્ત
સંકલ્પ=વિચાર
આચરણ=વર્તન; રીતભાત
ભયભીત થયો=બીધો
સર કર્યો=જીતી લીધો
સહનશીળ=સહન કરવાની ટેવવાળું
કોપાયમાન=ગુસ્સે
પેરવી=યુક્તિ
વાઘનખ=વાઘના નખ
બખ્તર=લોઢાની જાળીનો અંગરખો
સંકેત=છુપી મસલત
ખ્યાતિ=નામના
બેધડકપણે=વગર બીકે
સંધિ=સલાહ
આમંત્રણ=તેડું
કૈલાસવાસી થયો=ગુજરી ગયો; મરી ગયો
રાજ્યાભિષેક=રાજ્યગાદીએ બેસાડવાની ક્રિયા
અમર=મરે નહિ એવો; અખંડ

પાઠ ૩૭.

વિષ=ઝેર

કારાગૃહ=કેદખાનું
નૌકાધિપતિ=વહાણનો સરદાર
બીનઅનુભવી=અનુભવ વગરનો
ધડો=નિશ્ચય
આવેશ=ગુસ્સો
જલદ=આકરો
કાસળ કાઢવું=નાશ કરવો
પરિચય=સહવાસ
તરકટ=કાવતરૂં
મોરચો=કીલેબંધી
ફરમાન=હુકમ
સલામતી=કાયમપણું

## પાઠ ૩૮.

દત્તક લેવો=બીજાના છોકરાને પોતાનો કરી લેવો.
ટેકીલી=ટેકવાળી
ખબરદાર=હોશિયાર
વ્યવસ્થા=ગોઠવણ
અખત્યાર=સત્તા
અભિપ્રાય=વિચાર; સલાહ
અપકીર્તિ=નામનામ; ગેરઆબરૂ
પ્રસંગ=વખત
માન કરી=માન આપવામાં આવે એવો પુરુષ
લેખતો=ગણતો
વલણ=વૃત્તિ
તીર્થ=જ્યાં નહાવાથી પુણ્ય લાગે એવી નવાણ વાળી જગા
અન્નક્ષેત્ર બંધાવવું=સાધુસંત બ્રાહ્મણ વગેરે જે જાય તેને અન્ન મળે એવી ગોઠવણ કરવી તે
આપદા=દુઃખ
નિયમિત=નિયમ પ્રમાણે
અન્યાય=ગેર ઇનસાફ

## પાઠ ૩૯.

આણ=દુવાઈ; સત્તા
હિત=ભલું; કલ્યાણ
સફળ=પૂર્ણ
શકિતમાન=શકિતવાળો
અપુત્ર=છોકરાં વગરનાં
સનંદ=પટો; લેખ;
નિર્ભય=ભય વગરનાં
હકુમત=સત્તા; અમલ
સ્વાધીન કર્યો=સોંપી દીધો
વિગ્રહ=લડાઇ
કારકિર્દી=અમલ

સુરક્ષિત=સારી રીતે રક્ષણ પામેલું
વૃદ્ધિ=વધારો
સુગમતા=સરળતા
ઐક્ય=એકતા; સંપ
અવલોકન=નિરીક્ષા
સમગ્ર=આખો; બધો
અનુકૂળતા=જોગવાઈ; સવડ
સંભવ=આશા
પ્રતિનિધિ=બીજાને બદલે કામ કરવા નિમાયલો અધિકારી; એલચી
જળાશય=પાણીની જગ્યા
સ્પષ્ટ=ખુલ્લું
તગાવી=દુકાળમાં ખેતીના ઓજાર તથા બી લેવા માટે સરકારે નાણાં ઉછીનાં આપવાં તે
દુકાળ નિવારણ=દુકાળનો અટકાવ
દુબળાં=અશક્ત.
નિભાવ=ભરણપોષણ; ટકાવ
દાઈ=સોય્યાણી; જણાવનારી સ્ત્રી.
કૌંસિલ=સભા
વરિષ્ટ=સૌથી ઉંચી
પ્રતિનિધિ=મેમ્બરો; પોતાના માણસો
ગટર=મેલું પાણી જવાનો રસ્તો
વર્તમાનપત્ર=દેશ પરદેશની ખબર આપનારાં પત્રો
ફિલસુફી=તત્ત્વજ્ઞાન
ભરતી=વધારો
અગ્રણી=આગેવાન

પાઠ ૪૦.

વહીવટ=કારભાર
સેક્રેટરિ=કારભારી
પ્રમુખ=સભાનો ઉપરી
કાર્યવાહક=કારભાર કરનાર

પાઠ ૪૧.

વ્યવસ્થા=ગોઠવણ
હસ્તક=તાબે
સ્થાનિક સ્વરાજ્ય=મ્યુનિસિપાલિટિ
ધારાસભા=કાયદા બાંધનારી સભા
ટીકા કરવી=ગુણદોષ દેખાડવા
ખુલાસો માગવો=સમજણ માટે પૂછવું
વજીર=પ્રધાન
લંડન=ઇંગ્લાંડની રાજધાનીનું શહેર
ઇંડિઆઓફિસ=હિંદની કચેરી
પાર્લમેન્ટ=ઇંગ્લાંડની રાજ્યસભા
વાકેફ=જાણીતા; માહીતગાર
હાઇ=ઉંચો; મોટો

### પાઠ ૪૨.

નિરંતર=હંમેશા; નિત્ય
પેટુ=અંદરનો ભાગ
ઘન=નક્કર | લક્ષ=ધ્યાન
ભૂસ્તરવિદ્યા=પૃથ્વીના પડ ઓળખવા સંબંધી વિદ્યા
નિહાળવાં=ધારીને જોવાં
ભૂસ્તરવેત્તા=પૃથ્વીના પૃષ્ટ સંબંધી વિદ્યા જાણનાર
જળમળ ખડક=પાણીઓના મેલમાંથી બનેલો ખડક
પ્રાણીજ ખડક=પ્રાણીઓનાં હાડકાં વગેરેમાંથી બનેલા ખડક
આગીઆ ખડક=જ્વાળામુખીના કારણથી બનેલા ખડક
હાડપિંજર=હાડકાનું પાંજરૂં
ખનીજ=ખાણમાંથી પેદા થએલું
ઉદ્‌ભિજ્જ=જમીન ફાડીને પેદા થયેલું; વનસ્પતિ
અંશ=ભાગ

**સવાલ**—ખડકોના મુખ્ય પ્રકાર ગણાવો. તે દરેકની ઉત્પત્તિ વિષે શું જાણો છો ?

### પાઠ ૪૩.

અચંબો=નવાઈ
મુરમ=મરડીઆ
સહ્યાદ્રિ=સહ્ય પર્વત; પશ્ચિમઘાટ
પાત્ર=નદીના બે કિનારા વચ્ચેની જગ્યા
બખોલ=પોલાણ
સારાંશ=મતલબ

**સવાલ**—પૃથ્વીના પૃષ્ટને સાફ કરનાર રંદા ગણાવો. તે કેવી રીતે પોતાનાં કાર્ય કરે છે તે સમજાવો.

### પાઠ ૪૪.

સૂર્યમાળા=સૂર્ય અને તેની આસપાસ ફરનારા આકાશી પદાર્થો, ખરતા તારા, ધૂમકેતુઓ મળીને થએલું મંડળ
ગ્રહો=સૂર્યની આસપાસ ફરનારા તારા
ઉપગ્રહ=નાના ગ્રહો; ચંદ્રો; ગ્રહની આસપાસ ફરનારા ગ્રહ
કક્ષા=ફરવાનો માર્ગ
સંગ્રહસ્થાન=સંગ્રહ—એકઠું કરવાની

જગ્યા. જે જગાએ ઘણી વસ્તુઓ એકઠી કરી ક્રમવાર ગોઠવી રાખી હોય તે. (સંગ્રહ-સ્થાનો વડોદરા, મુંબઇ, જયપુરમાં છે)
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી=દેશી ભાષા સંબંધી અગત્યનાં પુસ્તકો લખાવવા વગેરેની વ્યવસ્થા કરનારી મંડળી
ધૂમકેતુ=પુછડીઓ તારો
અજ્ઞાની=મૂર્ખ

**સવાલ**—ગ્રહ કેટલા છે તે ગણાવો. સૌથી પાસે કયો ગ્રહ છે? સૌથી દૂર કયો છે? સૌથી મોટો, સૌથી નાનો, લાલ રંગનો, સૌથી વધારે પ્રકાશિત ગ્રહનાં નામ દો. ઉપગ્રહો કેટલા છે તે ગણાવો. શુક્ર અને પૃથ્વીના વર્ષ કેટલા દિવસના છે? વર્ષ ક્યાંથી ક્યાં સુધીના વખતને કહેવાય? ધૂમકેતુ અને ખરતા તારા વિષે શું જાણો છો?

### પાઠ ૪૫.

ગ્રહણ=પકડવું તે. આકાશી પદાર્થો માંહેલો એકનો છાયો બીજા પર પડવાથી તે આખો અથવા તેનો કેટલોક ભાગ દેખાતો બંધ થાય ત્યારે તેનું ગ્રહણ થયું કહેવાય
આરાધના=સ્તુતિ
સાંપ્રત=હાલના
તમોરૂપ=અંધકાર રૂપ
ગ્રાસ=કોળીઓ | ગ્રાસ કરે છે=પકડે છે
ચંદ્રમાસ=ચંદ્રનો પૃથ્વીની આસપાસ ફરવાનો કાળ
અપારદર્શક=બીજી બાજુએ ન જણાય એવું
ખગ્રાસ=પૂર્ણ
ખંડિત=થોડો ભાગ ઘેરાય તે

**સવાલ**—ગ્રહણ થવાનાં કારણો ગણાવો. આકૃતિ પાડીને સમજાવો. દરેક પુનેમે કે અમાસે કેમ ગ્રહણ નથી થતાં? ૧૯ વર્ષે ફરી તેજ ગ્રહણ કેમ આવે છે? ચંદ્ર ને સૂર્ય ગ્રહણ પરથી શી શોધો થઇ શકે છે? ગ્રહણના પ્રકાર ગણાવો અને કારણ સાથે સમજાવો.

### પાઠ ૪૬.

ભરતી=સમુદ્રના પાણીનું ચઢવું તે
ઓટ=સમુદ્રના પાણીનું ઉતરી જવું તે
શિરોબિંદુ=ટોચની વચ્ચેની જગા
ગૂઢ=ગાઢો; નિકટ
અહોનિશ=રાત દહાડો
આકર્ષણ=ખેંચાણ | ગુરુત્વ=ભાર
ગુરુત્વાકર્ષણ=પદાર્થના વજનનું પૃથ્વી ના મધ્યબિંદુ તરફ ખેંચાણ
ખગોળવેત્તા=આકાશના ગોળા સંબંધી વિદ્યા જાણનાર
સન્મુખ=સામે
પરમાણુ=બારીક રજકણ
પુનેમ=એ દિવસે મહીનો પૂરો થાય છે માટે. સુદની છેલ્લી તિથિ. પૂર્ણમાસી. ઉત્તર હિંદમાં પુનેમીઆ મહીના ચાલે છે
અમાસ=સૂર્ય ને ચંદ્ર સાથે વસે છે તે તિથિ
બહુધા=ઘણું કરીને

**સવાલ**—ભરતીઓટ થવાનાં કારણો આકૃતિ પાડી સમજાવો. સામી બાજુએ ભરતી શાથી થતી હશે? નાના જુવાળ અને મોટા જુવાળ શાથી થતા હશે? ભરતીઓટથી થતા ફાયદા ગણાવો. ભરતી, ઓટ, સભર, નિખાર, શિરોબિંદુ એમની વ્યાખ્યા આપો.

### પાઠ ૪૭.

પોઠો=માલ લાદેલા બળદ કે ગધેડાં
ખુશ્કી=જમીન માર્ગે
ઘાટ=બે પર્વત વચ્ચેનો સાંકડો માર્ગ
મહત્ત્વ=મોટાઇ
ધોકો=હાનિ; નુકસાન
સફળ થયા=ફાવ્યા
કોશીશ=યત્ન
સંયોગીભૂમિ=જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ
સોઇવાળો=સવડવાળો

### પાઠ ૪૮.

સાંપ્રત=હાલના
ખેડી=મુસાફરી કરી
લંગર કર્યું=થોભી; સ્ટેશન કર્યું
રમણીય=શોભાયમાન
નિકાશ=પરદેશ જતો માલ

સિંકોના=જેમાંથી કિવનાઇન નીકળે છે તે ઝાડ
આયાત=પરદેશથી આવતો માલ
મહત્વનો=અગત્યનો; ઉપયોગી
સુરક્ષિત=સારી રીતે રક્ષણ થએલું
ગોદી=વહાણમાંથી માલને સહીસલામત ઉતારવાની જગ્યા
મથક=મુખ્ય સ્થળ
મનુષ્યાહારી=મનુષ્યનો ભક્ષ કરનાર; માણસને ખાનાર.
ઉત્કૃષ્ટ=ઉંચું; સર્વોત્તમ

**સવાલ**—મુંબઇથી સાનફ્રાન્સિસ્કો જતાં કયાં કયાં બંદરો આવે તે અનુક્રમે લખો. કોલંબોની આયાત તથા નિકાસ લખો.

## ભાગ ૩.

### પાઠ ૪૯.

તત્ત્વ=મૂળ વસ્તુ
મિશ્રણ=મેળવણીથી થએલી ચીજો
પ્રાણીજન્ય=પ્રાણીમાંથી ઉત્પન્ન થએલો.
બલુન=વિમાન
સંયોગ=મેળાપ

**સવાલ**—તત્ત્વ એટલે શું? મિશ્રણ એટલે શું? તત્ત્વ અને મિશ્રણોમાંથી કેટલાંક ગણાવો. પાણી શેનું બનેલું છે? હવા શેની બનેલી છે? ઓક્સિજન અને હાઇડ્રોજનના ગુણ ગણાવો.

### પાઠ ૫૦.

અખૂટ=ખૂટે નહિ તેવો
ખજાનો=ભંડાર
તબેલા=ગાડી, ઘોડા બાંધવાની જગા
કોઢીઆ=ઢોરને બાંધવાની જગા
વિનાશકારી=નાશ કરનારી
લુખી=ભેજ વિનાની
શોષી લેછે=ચૂશી લેછે
વાયુયંત્ર=વા ચૂશી લેવાનું યંત્ર
સૂક્ષ્મ=બારીક; ઝીણા
હેરી=નાનું બાકું
સૈયડ=બળીઆ

**સવાલ**—હવામાં તત્ત્વો કયા પ્રમાણમાં છે? પવન અને વંટોળીઆ ઉત્પન્ન થવાનું શું કારણ? હવામાં બીજા કયા પદાર્થો માલમ

પડે છે ? કેવી રજકણો હવામાં હોય તો સારી ?

### પાઠ ૫૧.

જમાનો=વખત
સંધાતે=સાથે
ટાર=ડામર
દૈત્ય=રાક્ષસ
તરંગો=વિચાર
ગાઢ નિદ્રા=ઘસઘસાટ ઊંઘ
વિચિત્ર=નવાઇ જેવી
યુગ=વખત
કાળાંતરે=વખત જતાં
ખાણીઆ=ખાણ ખોદનારા
છાંદી=ઢાંકી
કોલસાવાયુ=કોલગ્યાસ

**સવાલ**—કોલસાનો ઇતિહાસ કહો. કોલસાવાયુ કેવી રીતે કાઢવો. કોલસામાંથી ઉત્પન્ન થતી ચીજો ગણાવો.

### પાઠ ૫૨.

પારદર્શક=આરપાર જોઇ શકાય તેવી
ધાડવાં રોકાં=ધાડવાના આકારનાં
સ્થિતિસ્થાપક=એકની એકજ સ્થિતિમાં કાયમ રહે તેવું
આયના=તકતા
બેતાળાં=ઉંમર થવાથી દેખાવ કમી થવો તે; ચશ્મા
દુરબીન=દૂરની વસ્તુને બતાવનાર
સૂક્ષ્મદર્શક=નાની વસ્તુને બતાવનાર યંત્ર
નંદાઇ જાય=ભાંગી જાય

**સવાલ**—કાચ બનાવવામાં કઇ કઇ ચીજો જોઇએ ? બનાવવાની ક્રિયા કહો. કાચનો ઉપયોગ કહો. રંગીન કાચનો ઉપયોગ કહો. રંગીન કાચ બનાવવામાં શું વિશેષ નાખવું જોઇએ? કાચને સાફ કરવાની રીત કહો.

### પાઠ ૫૩.

ઉપવાસ=ભૂખ્યા રહેવું તે
અંગમહેનત=શરીરની મહેનત; કસરત
સરેરાશ=સરાસરી
*વરે છે=ખપે છે
પુષ્ત=મોટી
સત્ત્વ=તત્ત્વ
શોચનીય=દીલગીર થયા જેવું

**સવાલ**—કેવો ખોરાક ખાવો ? કેટલો ખોરાક ખાવો ?

### પાઠ ૫૪.

વિસ્મય=આશ્ચર્ય; નવાઇ
સ્વાદદાર=લહેજતવાળો
ગલોફું=ગાલની માંહેનો ભાગ
અન્નનળી=અન્ન જવાની નળી

**સવાલ**—ખોરાક રાંધીને શા માટે ખાઇએ છીએ? ખોરાક પર થતી ક્રિયા વર્ણવો. દાંતના પ્રકાર અને ઉપયોગ કહો. જીભનું કાર્ય શું છે?

### પાઠ ૫૫.

પારઃ લાખ દીધું માટલું
ડગળાં=જાડા કકડા

**સવાલ**—ગોળકેરી, મેથીઆં, રાઇતી ચીરી, છુંદો, વઘારીઆં, બફાણાં, અને લીંબુનું અથાણું કેવી રીતે બનાવવું તે કહો.

### પાઠ ૫૬.

તાકાદ=શકિત; બળ; તાકાત
પુષ્ટિકારક=પુષ્ટિ આપે એવો
ક્ષીણ=ઓછી
પાચનશકિત=ખોરાકને પચાવવાની શકિત
જીરવી=સહન કરી; પચાવી
રુચિ=ભાવ; ઇચ્છા
નિરોગી=રોગ વિનાનું
જલદ=તીક્ષ્ણ
અકારો=અણગમતો
રૂચિકર=ભાવતો
ઓસામણ=ખીચડીને પાણી કે દૂધમાં ચોળી કરેલું પાતળું પાણી.

**સવાલ**—માંદાં માણસને કેવો ખોરાક આપવો? કેવો ખોરાક ન આપવો? સૌથી ઉત્તમ ખોરાક કયો છે? માંદાને દૂધ આપવું કે નહિ? માંદાને કેટલીવાર, ને કયારે ખોરાક આપવો?

### પાઠ ૫૭.

ચુનમગરા= ખારા મમરા
આંચ=તાપ
અર્ક=સત્ત્વ
ઉબકા=ઉછાળા; ઉલટી
પિત્ત=લીલા રંગનો એક જાતનો રસ

**સવાલ**—કાંજી, દૂધ, ચોખા, ધટ ચા, ધટ કારી, આરારૂટનો શરબત, જવનું પાણી વગેરે કેવી રીતે બનાવવા?

### પાઠ ૫૮.

વૃદ્ધિ પામવું=વધવું
કંઠમાળ=ગળાનું દરદ
દાઈ=ધાવ
માતુંતાતું=જાડું ને જોરાવર
ગળાઈ=તવાઇ; લેવાઈ

**સવાલ**—બાળકને કેવો ખોરાક આપવો. દૂધ કેવી રીતે આપવું? દાઇ કેવી રાખવી? બાળકને શું ન ખાવા દેવું?

### પાઠ ૫૯.

કમ આવડત=ઓછી આવડત
બાંધો=બંધારણ
પાપા કરવા માંડે=બોલવાની શરૂઆત કરે
રાંટા=વાંકા
ધસધસાટ=ખૂબ
ચિત્ત ચળે=બીએ
ખાંસી=ઠાંસો
પેટ છૂટી જાય=દસ્ત થાય
રેચક=જુલાબ લાગે એવું
પાળી=છરી

**સવાલ**—બાળકની માવજત કેવી રીતે કરવી? બાળકને કેટલો વખત ઊંઘવા દેવાં? ઘોડીઆમાં સુવાડવાં સારાં કે નહિ? નવડાવતી વખત શી સાવચેતી રાખવી? બાળકને શેનો જુલાબ આપવો? કઇ કઇ બાબતો પર શોખ ઉત્પન્ન થાય તેમ કરવું? ઘરેણાં પહેરાવવાથી શું નુકસાન થાય?

### પાઠ ૬૦.

લેવાઇ ગયું હતું=સુકાઇ ગયું હતું
તાકાત=શક્તિ
આત્મઘાત=પોતાની મેળે જીંદગીનો અંત આણવો તે; આત્મહત્યા
આધેડ=મોટી
લોકપ્રિય=લોકોને વહાલી
જીર્ણજ્વર=ઝીણો તાવ
પોશ દોડા=ખસખસના જીંડવાં
વીલી=સુની

**સવાલ**—માંદાની માવજત લેવાના નિયમો ગણાવો. પોટીસ મારવાની ક્રિયા સમજાવો. માંદા માણસ સાથે કેવી રીતે વર્તવું?

પાઠ ૬૧.

બદપરહેજી=કરી ન પાળવી તે; ખાવા પીવા વગેરેમાં નિયમિત રીતે ન વર્તવું તે
બાદી=અપચો
અતિસાર=હગામણ
કુચેન=બેચેની
કરિઆણું=તેજાના વગેરે

**સવાલ**—ઓસડ ક્યારે આપવું? સાદાં ઓસડની ચીજો કઇ કઇ ઘરમાં રાખવી? ઓસડ આપવાના વાસણ સંબંધે શી સાવચેતી રાખવી? બાદી થઇ હોય તો શું કરવું?

પાઠ ૬૨.

હીમજ=નાની હરડે
ગળધરી=અગન જેવું કાંઇક
દસ્ત=ઝાડો
હારેડાં=હઠીલાં
જેરવી=પચાવી
ભવાં=ભમર
ગાહ=ધાણીનો કચરો
પરતવો=વાટવો

**સવાલ**—સાદો જુલાબ શેનો અને કેવી રીતે લેવો? બાળકના પેટમાં ભાર થયો હોય તો શું કરવું? ચૂંકના જુદા જુદા ઉપાયો ગણાવો. મરડો થયો હોય તો શા ઉપાય કરવા?

પાઠ ૬૩.

કોલનવોટર=જર્મનીમાં કોલોન નામનું શહેર છે ત્યાંની બનાવટનું પાણી. એ પાણીમાં માથું દુખતું મટાડવાનો ગુણ છે
ચુઓ=કાચલીને તાપ આપી કાઢેલું તેલ
કુંઆડ=કુંમારીઆ
સતત જ્વર=હમેશ રહેનારો કે આવનારો તાવ
જીર્ણ જ્વર=ઝીણો તાવ
ઢબુરી=ઢાંકી

**સવાલ**—માથું દુખતું હોય તો શું કરવું? માથું દુખતું મટાડવાના બીજા કયા કયા ઉપાયો છે? સળેખમ થયો હોય તો શું કરવું? અવાળુ ફૂલ્યાં હોય તો કયા ઉપાય કરવા? ચેપી રોગ ગણાવો. કાચ-

લીંનો ચુઓ ને ગંધકનું ભડકીઉં શી રીતે બનાવવું ? લાછાં લેવાની રીત કહો. તાવના પ્રકાર અને તેના ઉપાય ગણાવો.

પાઠ ૬૪.

મરકી=ઘણા માણસો મરી જાય એવો રોગ

લવારી=બકવાટ | વરમ=સોજો

સન્નિપાત=આખરનો રોગ, (ઊઠીને દોડવું, બકવું, તોફાનપર ચઢવું ઇત્યાદિ લક્ષણ)

લોશન=પાણી–મેળવણી

**સવાલ**—ઓરીનું ઝેર કેવી રીતે લાગે છે ? તેનાથી શી સાવચેતી રાખવી ? અછબડાનું ઝેર કેવી રીતે પ્રસરે છે ? એ ઝેર અટકાવવા શી સાવચેતી રાખવી ? બળીઆની હકીકત લખો. પ્લેગ થયો હોય તો શું કરવું ? કયા ઉપાયો યોજવા ? શી રીતે વર્તવું ? દરદી સાથે કેવી રીતે વર્તવું ? કોગળીઉં કયે રસ્તે ફેલાય છે ? પ્લેગ અને કોગળીઆનાં ઝાડા ઉલટીની શી વ્યવસ્થા કરવી ?

પાઠ ૬૫.

દટણ જાજરૂ=જાજરૂ માટે કુવા હોય તો

સંખ્યાબંધ=અગણિત

મિશ્રણ=મેળવણી

**સવાલ**—જંતુ નાશક દવાઓ ગણાવો. તે બનાવવાની રીત કહો.

પાઠ ૬૬.

બેશુદ્ધ=ભાન વગરનો

ચાજવત=ચાકરી; બરદાસ

ગફલતી=ભૂલ; સરતચૂક

ચલનવલન=હાલચાલ

લીલજામાં=લીલાં ઢીમાં

કસબી=કિસબ જાણનારો; યુક્તિવાળો; ધંધામાં માહીતગાર

**સવાલ**—હાડકું ભાંગી ગયું છે, મોચકાઇ ગયું છે કે ઉતરી ગયું છે તે શી રીતે જાણી શકાય ? એ ત્રણેના ઉપાયો લખો.

પાઠ ૬૭.

ઘુંટી=પગની પાની ઉપરની ઢેકી
સમેત=સાથે
તાત્કાલિક=તરત થઇ શકે એવા
ખોયણું કરવું=બળતા લાકડાને અડકવું | સફેદો=ચાક

**સવાલ**—હાડકું ભાંગ્યું હોય તો શું કરવું? ઘુંટી કે ઘુંટણ ઉતરી ગયો હોય તો કેવી રીતે સારવાર કરવી? ઢીમણું થયું હોય તો શું કરવું? ઘા પડયો હોય તો શું કરવું? દાઝેલા માણસની કેવી રીતે સારવાર કરવી? કપડાં સળગી ઊઠે તો શું કરવું? દાઝયા પર કઈ દવા લગાવવી? તે કેવી રીતે બનાવવી? ઝેરી જનાવર કરડયું હોય તો શું કરવું? વીંછીનું ઝેર ઉતારવા શું કરશો?

પાઠ ૬૮.

હોજરી=જઠર
વાકેફગાર=જાણીતા
જ્ઞાનેંદ્રિય=જ્ઞાન જેના વડે થાય છે તે ઇંદ્રિય; આંખ, કાન, વગેરે
બુદ્ધિમાન=બુદ્ધિવાળો
અદ્‌ભુત=નવાઇ જેવું
દ્વારા=વાટે

**સવાલ**—જ્ઞાન તંતુઓ વિષે જાણતા હો તે કહો. મગજ કેટલું મોટું હોય છે? મગજના ભાગોનું વર્ણન કરો. મગજનો બાહ્ય વસ્તુ સાથે શી રીતે સંબંધ થાય છે તે સંબંધે જાણતા હો તે લખો.

પાઠ ૬૯.

ગર્ભ શ્રીમંત=જન્મથીજ પૈસાદાર; બાપદાદાજ જેના પૈસાદાર હોય તેવો
ક્ષીણ થવું=ઘસાઈ જવું; ઓછું થવું
વિશ્રાંતિ=આરામ
એદી=આળસુ; સુસ્ત
નાનમ=હલકાઇ
નિર્માલ્ય=બળહીન
ટેલવું=ફેરા ખાવા
સ્નાયુ=પટા

**સવાલ**—"ફરે તે ચરે અને બાંધ્યાં ભૂખે મરે" એ કહેવતનો અર્થ સમજાવો. કસરતની શા માટે જરૂર છે? બૈરાંઓએ કઇ કસરત કરવી? હદથી જાદે કસરત કરીએ તો શું થાય?

### પાઠ ૭૦.

લાહવો=ઓરીઓ
આપત્તિ=દુઃખ
ત્રાસદાયક=દુઃખ આપનાર
અદા કરવી=બજાવવી
અડપલાં=અટકચાળાં
તંગ=સખત; સજ્જડ
વજનદાર=ભારે

**સવાલ**—શરીર તંદુરસ્ત રાખવાના બે પગથીઆં ગણાવો. આરોગ્યતાના મુખ્ય નિયમો લખો.

### પાઠ ૭૧.

બદબો=ખરાબ વાસ
લાય=આગ
મુત્રાળી=મૂત્ર રહેવાની જગ્યા
લાભાલાભ=ફાયદો ગેરફાયદો
ખાસદારો=ઘોડાની ચાકરી કરનાર
ગમાણ=ઘાસચારો નાખવાની જગ્યા
અભાવે=અછતે; ગેરહાજરીથી

**સવાલ**—તબેલાં અને કોઢીઆં કેવાં રાખવાં? નોકર ચાકરપર શા માટે દેખરેખ રાખવી?

### પાઠ ૭૨.

વરો=ખરચ
નોખો=જુદો
વહીઓ=મોટાં દર; સુરંગો
ચોપડ=ચોપડાઇ જાય એવી વસ્તુઓ; ઘી વગેરે
સાણું=કોઠીમાંથી અનાજ કાઢવાનું બાકું
ઢાંકો ઢુમો=રાતે સૂતી વખતે કોઈ વસ્તુ ઉઘાડી ન રહી જાય, ઉંદર વગેરે ન ખાઇ જાય ઇત્યાદિ બાબતો સંબંધે જે કાર્ય કરવામાં આવે છે તે
આગ્રહી=ખંતી
ભોક=કાણું
ઈંડાળ=ઈંડાં

**સવાલ**—કોઠાર કેવા રાખવા? એ સંબંધે શી સાવચેતી રાખવી? ઈંડાળ કેવી રીતે દૂર કરાય? ઘી તેલ વગેરે માટે શી સાવચેતી રાખવી?

## પાઠ ૭૩.

સિકારે=હુંડીનાં નાણાં આપે
આંટ=સાખ; આબરૂ; વટ

**સવાલ**—નાણું એટલે શું ? નાણાંની શા માટે જરૂર છે ? હાલનું નાણું ગણાવો. હુંડી એટલે શું ? મનીઓરડર સંબંધે શું જાણો છો ? કાગળનું નાણું ગણાવો.

## પાઠ ૭૪.

ઉછેદીઉં=નવારસી મિલ્કત
દાનદક્ષણાથી=ભીખ માગવાથી
પસીનો ઉતારી=મહેનત કરી
દરમાયો=મહીનો
ફેરીઆ=ફેરી ફરી માલ વેચનાર
ખુશ્કી=જમીન માર્ગ
અનિશ્ચિત=નક્કી નહિ તે
ઉપદેશકો=ઉપદેશ કરનાર
વાંધા=પંકિત; સ્થિતિ

**સવાલ**—નાણું કઇ કઇ રીતે મળે ? એ સર્વમાં ઉત્તમ રીત કઇ ? વારસાથી મળેલા નાણાનો વ્યય કેવી રીતે કરવો ? વકીલ ને વૈદ્ય કયા વર્ગમાં આવે ? ઉપદેશકો, ધર્મગુરુઓ વગેરેને કયા વર્ગમાં મૂકવાં ? "ભાઇડા કમાઈ જાણે અને સ્રીઓ વાપરી જાણે" એ કહેવતનો સ્પષ્ટાર્થ સમજાવો.

## પાઠ ૭૫.

પરિવાર=કુટુંબ કબીલો; છૈયાં છોકરાં
અણધાર્યું=ઓચિંતું
યોજના=બજેટ; અગાઉ નક્કી કરવું તે
યથાઘટિત=જોઇએ તેવી રીતે
વખત પત્રક=વખતના વિભાગ પાડી ઠરાવેલું પત્રક
ભવિષ્ય=આવતો વખત
લત્તા=વિભાગ

**સવાલ**—ખર્ચ કેવી રીતે કરવો તે દાખલાથી સમજાવો. મહીને ૧૦૦ રૂ. ના પગારદારે કેવી રીતે ખર્ચ કરવો તેનો અડસટ્ટો તૈયાર કરો.

પાઠ ૭૬.

સાંપડવાની=પેદા કરવાની
ઉગારે પાડીશું=બચાવીશું
ધાલ પડે=ખોટ આવે; કોઇ આસામી બીન વારસદાર મરી જાય કે કોઈ દેવાળું કાઢે ત્યારે બોલતો શબ્દ
આંટ=લેણુદેણુની સાખ
સાન=બદલો

**સવાલ**—પૈસા કેવી રીતે અને ક્યાં રોકવાં? ઘર કે દાગીના પર નાણું આપવામાં કઈ કઇ અડચણો નડે છે? સર્વથી સારો પૈસો રોકવાનો માર્ગ કયો છે? ધનને દાટી રાખવું સારૂં કે નહિ?

પાઠ ૭૭.

રાતબ=નિયમ; દરરોજ જે વિના ચાલે નહિ તે
સરાફી=મોટા વેપારી રાખે છે તેવા
સ્મરણપોથી=યાદ રાખવા માટે લખવાની ચોપડી

**સવાલ**—નામું રાખવાની જરૂર ગણાવો. નામું કેવી રીતે રાખવુ? તિથિવાર રાખવું કે મહીનાતું રાખવું? સીલક એટલે શું? જમા અને ઉધારનો અર્થ સમજાવો. તમારી મેળે રકમો ઉભી કરી તેનું નામું લખો.

---

→ બીજા ધોરણ માટે બીજીના અર્થ ચાર આના. ←

બીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક ૩ આના.

બીજા ધોરણનો મુખગણિત શિક્ષક બે આના.

સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો ભૂગોળ શિક્ષક ૩ આના.

બાળ ગરબાવળીની નોટ બે આના.

બીજા ધોરણ માટે અંકગણિતનાં મનોયત્ન પાંચ આના.

→ ત્રીજા ધોરણ માટે ત્રીજીના અર્થ પાંચ આના. ←

ત્રીજી ચોપડીનો ડિકટેશન શિક્ષક ત્રણ આના.

ત્રીજા ધોરણનો મુખગણિત શિક્ષક ૨ાા આના.

સુરત જિલ્લાનો નકશો પાંચ આના.

સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક ત્રણ આના.

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ત્રણ આના.

→ ચોથા ધોરણ માટે ચોથીના અર્થ સાડા સાત આના.

ચોથી ચોપડીનો ડિકટેશન શિક્ષક ચાર આના.

ચોથી ચોપડીનો મુખગણિત શિક્ષક ચાર આના.

મુંબાઇ ઇલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ાા આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ચાર આના.

પાંચમી ચોપડીનો ડિકટેશન શિક્ષક ચાર આના.

પાંચમા ધોરણનો મુખગણિત શિક્ષક ચાર આના.

| | | | |
|---|---|---|---|
| પાંચમીના અર્થ | રૂ. ૦-૮-૦ | કન્યા ૧લીના અર્થ | ૦-૪-૦ |
| છઠ્ઠીના અર્થ | રૂ. ૦-૯-૦ | કન્યા ૨જીના અર્થ | ૦-૫-૦ |
| સાતમીના અર્થ | રૂ. ૦-૧૦-૦ | કન્યા ૩જીના અર્થના | ૦-૭-૦ |

છગનલાલ મોતીરામ શાહ,

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર-સુરત.

## મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. સુરત.

બ્રિટિશશાળા માટેની વિવેકવાચનમાળાના અર્થ.

| | |
|---|---|
| પુસ્તક ૧ આના ૦—૪—૦ | પુસ્તક ૫ આના ૦—૮—૦ |
| પુસ્તક ૨ આના ૦—૫—૦ | પુસ્તક ૬ ઠ્ઠાના ૦—૯—૦ |
| પુસ્તક ૩ આના ૦—૬—૦ | |
| પુસ્તક ૪ થાના ૦—૭—૦ | પુસ્તક ૭ આના ૦-૧૦-૦ |

—: વર્નાક્યુલર ટેક્સ્ટ બુકોના અર્થો :—

| | |
|---|---|
| પહેલીના અર્થ ૦—૨—૬ | છઠ્ઠીના અર્થ ૦—૯—૦ |
| બીજીના ,, ૦—૪—૦ | સાતમીના અર્થ ૦-૧૦-૦ |
| ત્રીજીના ,, ૦—૫—૦ | કન્યા ૧લીના ,, ૦—૪—૦ |
| ચોથીના ,, ૦—૭—૬ | કન્યા ૨જીના ,, ૦—૫—૦ |
| પાંચમીના અર્થ ૦—૮—૦ | કન્યા ૩જીના ,, ૦—૭—૦ |

"ડિક્ટેશન શિક્ષક"

| | |
|---|---|
| બાળપોથીનો ૦—૨—૦ | ત્રીજીનો ૦—૩—૦ |
| પહેલીનો ૦—૨—૬ | ચોથીનો ૦—૪—૦ |
| બીજીનો ૦—૩—૦ | પાંચમીનો ૦—૪—૦ |

હરેક ધોરણના "સુખગણિત શિક્ષક" તૈયાર છે.

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના.

હિંદુસ્તાનની સા૦ ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪ આના.

મુંબઈ ઈલાકાની ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૪॥ આના.

છગનલાલ મોતીરામ શાહ.

"સુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર—સુરત.